

# દુર્રુલ હરમૈન

## ફી મુબશ્શિરાતિ રસૂલિષ્ ષ-કલૈન

સંપાદક

અબ્દુલકાદિર ફાતીવાલા

# દુર્રુલ હરમૈન

## ફી મુબશ્શિરાતિ રસૂલિષ્ ષ-કલૈન

મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા
સલ્લમહૂ પર અલ્લાહ તઆલા અને
રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની
નિગાહે કરમ અને નવાઝિશોના બનાવો

સંપાદક

અબ્દુલકાદિર ફાતીવાલા

પ્રકાશક

અલહિદાયહ ઈસ્લામિક રીસર્ચ સેન્ટર
જામિઅતુલ્ હિદાયહ, રામગઢ રોડ, જયપૂર
(રાજસ્થાન) ઈન્ડિયા
ફોન : [0141] 2634279, 2632458, 2601221

કિતાબનું નામ : દુર્રુલ હરમૈન ફી મુબશ્શિરાતિ રસૂલિષ્ ષ-કલૈન

સંપાદકનું નામ : અબ્દુલકાદિર ફાતીવાલા

પ્રકાશકીય વર્ષ : ૨૦૧૩ ઈસ્વીસન

કંપોઝિંગ : મૌલાના મુહમ્મદ યૂનુસ મુન્શી, ફલાહી

પ્રકાશક : અલહિદાયહ ઈસ્લામિક રીસર્ચ સેન્ટર,
જામિઅતુલ્ હિદાયહ, રામગઢ રોડ,
જયપૂર – ૩૦૨૦૨૭ (રાજસ્થાન) ઈન્ડિયા

**કિતાબ મળવાના સ્થળો**

[૧] • જામિઅતુલ્ હિદાયહ, રામગઢ રોડ, જયપૂર – ૩૦૨૦૨૭ (રાજસ્થાન) ઈન્ડિયા

• જામિઅતુલ્ હિદાયહ, પોસ્ટ બોક્ષ નંબર : ૨, જયપૂર – ૩૦૨૦૨૭ (રાજસ્થાન) ઈન્ડિયા

[૨] ઈમામે રબ્બાની પબ્લિક સ્કૂલ, હિદાયત બાગ,
હાંડીપૂરા મોહલ્લો, જગન્નાથ સહાય માર્ગ, ચાર દરવાજા નજીક,
જયપૂર – ૩૦૨૦૨૭ (રાજસ્થાન) ઈન્ડિયા

[૩] 'અંજૂમને હિદાયત'ના ખાદિમો,
હિદાયત મસ્જિદ, સગરામપૂરા, તલાવડી, સૂરત

• જનાબ બિલાલભાઈ અમલા, રહીમી સાહબ
Mobile : 98256 57835

• જનાબ મૌલાના ઝિયાઉર્રહીમ, રહીમી સાહબ
Mobile : 99740 34310

• જનાબ હાજી યૂસુફભાઈ ઝરીવાલા સાહબ
Mobile : 97140 80519

# આભાર વચનો

**હઝરત અકદસ મૌલાના શાહ**
**મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદ્દિદી**
**દામત્ બરકાતુહુમ**

**!! અમીરે જામિઅહ હિદાયત, જયપૂર**

**!! સાહબઝાદહ, ખલીફા અને જાનશીન**

**હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી નવ્વરલ્લાહુ મરકદહૂ**

باسمه تعالیٰ شانه

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى سَيِّدِ الْمُرْسَلِيْنَ مُحَمَّدٍ وَّاٰلِهٖ وَاَصْحَابِهٖ اَجْمَعِيْنَ، اَمَّابَعْدَ !

જે લોકો અલ્લાહની ઈતાઅત (ફરમાંબરદારી) અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ (અનુસરણ)માં પ્રવૃત્તિમય છે અને પોતાના બાતિન (દિલ)ની ઈસ્લાહ (સુધારણા)માં લાગેલા છે અને મુજાહદહ કરે છે તેમના માટે ખૂશખબરી પણ આપવામાં આવી છે કે :

مَنْ جَاهَدَ فِيْنَا لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَاالخ

[જેઓ અમારી દઅવત ચલાવવામાં મહેનત કરે છે, તેમના માટે અમે રસ્તા ખોલી દઈએ છીએ.]

અને જે મશાઈખે કિરામ (માનવંત પીરો) ઈસ્લાહે બાતિન

(દિલની સુધારણા)ના કામમાં લાગેલાં છે, તેઓ જાણે છે અને સમજે છે કે :

મબ્દએ ફય્યાઝ (ફૈઝોના મૂળ સ્રોત)ના તરફથી જે નેઅમતો મળે છે અને જે અહવાલ જારી થાય છે તેની કદર અને કિંમત તે જ લોકો જાણે પણ છે અને સમજે પણ છે. દુનિયાવાળાઓની સમજથી પર છે. નાદાનીના કારણે અથવા બેઈલ્મી (અજ્ઞાનતા)ના કારણે ઈન્કાર કરે તો તેઓને મઅઝૂર સમજવામાં આવી શકે છે. અમે તેમના પર કોઈ પકડ નથી કરતા. ઘણાંઓને ત્યાં અને ઘણાંઓને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થાય છે અને એને જ સામે રાખીને તેઓ રૂહાની તરક્કીઓ હાસિલ કરે છે. પરંતુ વ્યકિતગત (અંગત) બનાવો હોવાના કારણે વાત આવી–ગઈ થઈ જાય છે.

અઝીઝુલ્ કદર, મારા એક મુખ્લિસ દોસ્ત, મારા પીરભાઈ, કૃપાવાન, હઝરત અલહાજ જનાબ શૌકત હુસૈન ફાતીવાલાને અલ્લાહ જલ્લ શાનુહૂએ કંઈક અજીબ ખુસૂસિયાત (વિશિષ્ટતાઓ)થી નવાઝયા છે.

ذَالِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ.

[એ અલ્લાહનો ફઝલ છે, જેને ચાહે તેને આપે છે.]

તેમણે પોતાના કેટલાક અહવાલ અને ખ્વાબો પોતાના મોટા ભાઈ હઝરત મૌલાના અબ્દુલકાદિર ફાતીવાલા દામત્ બરકાતુહુમ, જેઓ અમારા હઝરત વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફા છે, તેમની પાસે સંપાદિત કરાવીને મારી પાસે મોકલ્યા છે અને અને છપાવીને પ્રગટ કરવા ચાહે છે.

જયારે જયારે તેઓ આ ખ્વાબોથી મુસ્તફીઝ થતા હતા, ત્યારે મને બતાવતા રહેતા હતા. હું માહિતગાર રહેતો હતો અને તેમની ઉચ્ચ

હાલત પર ખૂશ હતો અને અલ્લાહનો શુક્ર અદા કરતો હતો, બલ્કે સતત કરતો રહૂં છું કે :

અલ્લાહ આ કિતાબમાં લખેલા બનાવો વાંચનારાઓને પોતાની મુહબ્બત અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત અને ઈત્તિબાઅ (અનુસરણ)ની તૌફીક આપે અને દુઆ કરું છું કે : અલ્લાહ તઆલા આ કિતાબને સમગ્ર વિશ્વના મુસલમાનોના માટે ખૈરનું અને બરકતનું નિમિત્ત બનાવે અને આ કિતાબને વાંચવા બા'દ (જે આ કિતાબને પ્રગટ કરવાનો મકસદ અને હેતુ પણ છે) અલ્લાહ તઆલા હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બતે કામિલહ (પરિપૂર્ણ મુહબ્બત) દિલમાં પૈદા ફરમાવે અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કામિલ (પરિપૂર્ણ) ઈત્તિબાઅ (અનુસરણ)નો વધારેમાં વધારે શોખ પૈદા ફરમાવે કે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ જે દુનિયા અને આખિરતની ભલાઈ અને અલ્લાહની રઝા (પ્રસન્નતા) અને ખૂશનૂદીનો ઝરીઓ છે.

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈર્શાદ અને ઈચ્છા પછી મારી ઈજાઝતનો તો સવાલ જ નથી રહેતો, પરંતુ ખ્યાલ આવ્યો કે આ ફિત્નાથી ભરપૂર દૌરમાં કોઈ નવી મુસીબત ઉપસ્થિત ન થઈ જાય, એટલા માટે બીજા કોઈ સાહિબે નિસ્બત, ફકીહની રાય પણ લઈ લેવી જોઈએ.

ખૂબ વિચાર અને ચિંતન અને ઈસ્તિખારહ બા'દ જે નામ દિલમાં આવ્યું તે જામિઅહ હુસૈનિયહ, રાંદેરના શૈખુલ્ હદીષ અને સદર મુફ્તી અને હઝરત અકદસ શૈખુલ્ હદીષ મૌલાના શાહ મુહમ્મદ ઝકરિયા સાહબ નવ્વરલ્લાહુ મરકદહૂના અજલ્લ ખુલ્ફા પૈકી હઝરત

મૌલાના મુફતી ઈસ્માઈલ સાહબ કછોલવી દામત્ બરકાતુહુમ, જેઓ મારી નિગાહમાં અત્યારે હિન્દુસ્તાનના પ્રથમ પંકિતના સાગર સમાન વિશાળ અને ગહન ઈલ્મ ધરાવનારા ઉલમાઓમાંથી છે અને જેમના પર હુઝૂરે પાક સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખૂબ નિગાહે કરમ છે અને એ જ પ્રમાણે હઝરત ખ્વાજા મુઈનુદીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ અને અરવાહે તય્યિબાતનો ફૈઝ એમની સાથે સંકલિત છે.

મેં સંપૂર્ણ હસ્તપ્રત તેમની ખિદમતે અકદસમાં મોકલી અને તેમની રાય જાણવા ચાહી તો આપે પોતાની અત્યંત ઈલ્મી અને તદરીસી (શૈક્ષણિક) અને મજલિસી મસરૂફિયાત (પ્રવૃત્તિઓ) છતાં તા'ઈદી કલિમાત (સમર્થન વચનો) લખ્યા અને ઈલ્મી, તસવ્વુફી અને કુર્આન તેમજ હદીષોની દલીલો અને બુઝુર્ગાને દીનના બનાવોથી ભરપૂર વાફી, કાફી, શાફી પેશલફઝ લખી આપ્યો. એનાથી સંપૂર્ણ સુકૂન અને ઈત્મીનાન થઈ ગયો.

અલ્લાહ તઆલા એમને બન્ને જહાનમાં બેહતરીન અજર અર્પણ કરે અને એમના ઈલ્મી અને બાતિની ફૈઝને સમગ્ર વિશ્વમાં જારી અને સારી ફરમાવે અને આખી દુનિયાના મુસલમાનોને એમનાથી વધારેમાં વધારે ઈલ્મી અને રૂહાની ફૈઝ હાસિલ કરવાની તૌફીક અતા ફરમાવે. આમીન ! યા રબ્બલ્ આલમીન !

**ઈં દુઆ અઝ મન વ અઝ જુમ્લહ જહાઁ આમીન બાદ !**

ખાદિમ અને તાલિબે દુઆ,

**મુહમ્મદ ફઝલુર્રહીમ મુજદ્દિદી,**

૧૫, રજબ, ૧૪૩૪ હિજરીસન

૨૬, મે, ૨૦૧૩ ઈસ્વીસન

# પેશલફ્ઝ

**હઝરત અકદસ મૌલાના મુફ્તી**
**ઈસ્માઈલ કછોલવી સાહબ**
**દામત્ બરકાતુહુમ**

- **શૈખુલ્ હદીષ અને સદર મુફ્તી : જામિઅહ હુસૈનિયહ, રાંદેર**
- **ખલીફએ શય્ખુલ્ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ કાંધલવી નવ્વરલ્લાહુ મરકદહૂ**

بسم الله الرحمن الرحيم

نَحْمَدُهٗ وَ نُصَلِّیْ عَلٰی رَسُوْلِهِ الْكَرِيْمِ، اَمَّابَعْدُ!

મુહતરમી વ મુકર્રમી, મખ્દૂમી ઝુલમજદુહૂ વલ કરમ્
હઝરત અશ્શયખ મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ
મુજદિદી દામ મજદુકુમ

સલામે મસનૂન અને બન્ને તરફની ખૈરિયત બા'દ અર્ઝ ગુઝારિશ છે કે આપે મોકલાવેલી 'દુર્રુલ્ હરમૈન'ની સંપાદિત અને સંકલિત પ્રત અવલોકન અને સમીક્ષા માટે મળી.

હઝરત ! આપના હુકમનામાથી મને મુંઝવણ થઈ કે, લખું તો શું લખું ? આપ જાણો છો કે બંદો (હું) શરીઅત, તરીકત, અકવાલ, અહવાલ દરેક ક્ષેત્રમાં ખાલી છું. અને વળી આ ખ્વાબો જેનો સંબંધ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે છે, એમાં હું તો શું કદાચ મોટા દર્જાવાળા અકાબિર પણ એમાં હિમ્મત નહિ કરી શકશે.

હું તો મારા વિષે (અંગત રીતે) આ જાણું છું કે : ના બાલિગ

(બાળક) સંભોગની લિઝ્ઝત કેવી રીતે બયાન કરી શકે !

આપ પોતે જ જામિઈ કમાલાત (સર્વ ખૂબીઓથી સંપન્ન) અને દીની, દુન્યવી, રૂહાની, શરીઅત, તરીકતના દરેક ક્ષેત્રમાં શહસવાર છો. આપ સમીક્ષા કરતે, હું તેની તસ્દીક (સમર્થન) કરી દેતે, વાત પૂરી થઈ જતે !

મોટાઓની વાત ટાળી પણ શકાતી નથી.

ફારસીમાં એક કહેવત વાંચી હતી :

**'હુકમે હાકિમ મર્ગે મફાજાત'**
['હાકિમનો હુકમ અચાનક મોત છે.']

એટલા માટે આપના હુકમના પાલન માટે, જે કંઈ સમજમાં આવ્યું છે, લખું છું.

**'ગર કુબૂલ ઉફતદ, ઝહે ઈઝ્ઝ વ શરફ'**

[જો પસંદ પડે તો એ મારી ઈઝ્ઝત અને સન્માનનું નિમિત્ત બનશે.]

હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બદૌલત અને આપના તુફૈલથી આ ઉમ્મતને કેટલીયે ખૂબીઓ અને નેઅમતોથી નવાઝવામાં આવી છે. હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બા'દ નુબુવ્વત ખત્મ થઈ ગઈ છે. આપ અંતિમ નબી છે. નુબુવ્વતના દરવાજાઓ હવે બંધ થઈ ગયા છે, પરંતુ નેક ખ્વાબો અને સાચા સ્વપ્નાઓ, જેને હદીષે પાકમાં ૪૬ મો હિસ્સો કહેવામાં આવ્યો છે, બાકી છે. કુર્આને પાકમાં :

‼ હઝરત યૂસુફ અલયહિસ્સલામના બનાવમાં,
‼ હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના કુર્બાનીના બનાવમાં, અને
‼ હદીષે પાકમાં ખૂદ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમના બનાવોમાં ખ્વાબોના વિષે વિગતો મોજૂદ છે.

ઈમામ બુખારી (રહ.)એ એક કિતાબની બીજી જિલ્દનું નામ 'કિતાબુત્તા'બીર' આપ્યું છે અને એના પહેલાં પ્રકરણનું શીર્ષક છે :

'હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર વહીની શરૂઆત નેક ખ્વાબોથી થઈ છે.'

આગળ ફરમાવે છે :

'નેક ખ્વાબો અલ્લાહ તઆલાના તરફથી હોય છે અને બુરા ખ્વાબો શયતાનના તરફથી હોય છે.'

એ જ પ્રમાણે એની વિગતો દર્શાવતા લખે છે કે :

- ખ્વાબ જોનારનું મુત્તકી, પરહેઝગાર હોવું જરૂરી નથી.
- કેદીઓ, ફસાદીઓ, મુશ્રિકોના ખ્વાબો અર્થાત્ સાલિહા (નેક), સાદિકહ (સાચા) ખ્વાબો કાફિર, મુશ્રિક, ફાસિક, ફાજિર પણ જોઈ શકે છે.
  એટલે સર્વ પ્રકારના ખ્વાબો શરીઅતની રૂએ મુઅતબર છે.
- સવારની રોશનીની જેમ કેટલાક ખ્વાબો સ્વયં સ્પષ્ટ હોય છે જે તા'બીરના મોહતાજ નથી હોતા. કેટલાક તા'બીરના મોહતાજ હોય છે.

અત્યારે મારી સામે જે કિતાબ ('દુર્રુલ્ હરમૈન') છે, તેનો સંબંધ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સાથે છે.

એના વિષે ઈમામ બુખારી રહમતુલ્લાહિ અલયહિએ :

'બાબુ મન્ રઅ્યન્નબિય્ય સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લ–મ ફિલ્ મનામ' અર્થાત જે શખ્સ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખ્વાબમાં જુએ.

અને હઝરત અબૂહુરયરહ રદિયલ્લાહુ તઆલા અન્હુની હદીષ

બયાન કરી છે કે :

"જેણે મને ખ્વાબમાં જોયો તે ટૂંકમાં (આખિરતમાં) મને જાગતામાં જોશે. શયતાન મારી સૂરત નથી બનાવી શકતો."

એટલે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો ખ્વાબ સાચો જ હોય છે. જૂઠો અથવા શયતાની અસરથી પ્રભાવિત નથી હોતો.

ફઝાઈલે દુરૂદ શરીફ, પાના નંબર : ૯૧ ઉપર સય્યિદી વ મવલાઈ હઝરત અકદસ શય્ખુલ્ હદીષ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ નવ્વરલ્લાહુ મરકદહૂ તન્બીહ (ચેતવણી) શીર્ષક હેઠળ લખે છે કે :

"ખ્વાબમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થવી મોટી સઆદત (ખૂશનસીબી) છે, પરંતુ બે વાતો લિહાઝના લાયક છે :

‼ પ્રથમ તે (વાત) જે હઝરત અકદસ થાનવી નવ્વરલ્લાહુ મરકદહૂએ 'નશરુત્તીબ' (કિતાબ)માં લખી છે કે :

"જાણવું જોઈએ કે જેને જાગતામાં આ શર્ફ નથી મળ્યો, તેના માટે, એની જગાએ, ખ્વાબમાં ઝિયારતથી મુશર્રફ થવું, સંતોષનું કારણ અને મૂળભૂત રીતે એક મહાન નેઅમત મોટી દૌલત છે અને આ સઆદતમાં વાસ્તવમાં જાત મહેનતને દખલ નથી, માત્ર બખ્શિશ છે.વ-લ નિઅ્-મ મા કીલ.

ઈં સઆદત બ ઝોરે બાઝૂ નેસ્ત,

તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ.

[અલ્લાહ તઆલા અર્પણ ન કરે ત્યાં સુધી આ સઆદત પોતાની શકિતથી મેળવી શકાતી નથી.]

હઝારોની જિંદગી આ હસરતમાં ખત્મ થઈ ગઈ. અલબત્ત ગાલિબ આ છે કે :

- દુરૂદ શરીફની વિપુલતા અને
- સુન્નતની પરિપૂર્ણ ઈત્તિબાઅ (અનુસરણ) અને
- મુહબ્બતના ગલ્બહથી

એનો તરત્તુબ (આવિષ્કાર) થઈ જાય છે.

પરંતુ ફરજિયાત અને સર્વસ્વ નથી, એટલે એના નહિ હોવાથી ગમગીન અને દુઃખી ન થવું જોઈએ, કારણ કે કેટલાકના માટે એમાં જ હિકમત અને રહમત છે. આશિકના માટે મહબૂબ (પ્રિયતમા)ની રઝા (પ્રસન્નતા)થી કામ, ભલે મિલનથી હોય કે વિયોગથી.

ولله در من قال اريد وصاله ويريد هجرى
فاترك ما اريد لما يريد

[અને અલ્લાહના જ માટે ખૂબી છે આ કહેનારની, જેણે કહ્યું કે,
'હું તેનાથી મિલન ચાહું છું અને તે મારાથી વિયોગ ચાહે છે.
હું મારી ખૂશીને તેની ખૂશીના મુકાબલામાં છોડું છું.'

આરિફ શીરાઝીએ કહ્યું છે કે :

**ફિરાકો વસ્લ ચે બાશદ રઝાએ દોસ્ત તલબ,**
**કે હયફ બાશદ અઝૂ ગયરે ઊ તમન્નાઈ.**

[વિયોગ અને મિલનની શી વિસાત્ છે !
મહબૂબ (પ્રિયતમા)ની રઝા શોધ, કારણ કે તેની રઝા (પ્રસન્નતા) સિવાય તમન્ના કરવી ઝુલ્મ છે.]

એનાથી જ એ પણ સમજી લેવામાં આવે કે :

જો ઝિયારત થઈ ગઈ પરંતુ તાઅત (ફરમાંબરદારી, બંદગી)થી (અલ્લાહની) રઝા હાસિલ ન કરી તો તે કાફી (પૂરતી) ન થશે.

ખૂદ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક ઝમાનામાં આપની ઝિયારત કરનારાઓ પૈકી કેટલાએ લોકો હકીકતમાં આપથી દૂર (ઝિયારત ન કરનારા સમાન) હતા અને કેટલાક દૂર હોવા છતાં હકીકતમાં ઝિયારત કરનારા સમાન હતા, જેમકે ઉવેસ કરની.

ઉવેસ કરની દૂર હોવા છતાં હકીકતમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના કુર્બ (નિકટતા, નઝદીકી)થી મસરૂર હતા.' અર્થાત્ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પાક ઝમાનામાં કેટલાયે લોકો એવા હતા જેમને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પ્રત્યેક પળે ઝિયારત થતી હતી, પરંતુ પોતાના કુફ્ર અને નિફાકના કારણે જહન્નમી રહ્યા.

અને હઝરત ઉવેસ કરની રદિયલ્લાહુ તઆલા અન્હુ મશહૂર તાબિઈ છે, અકાબિરે સૂફિયામાં છે, હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઝમાનામાં મુસલમાન થઈ ચુકયા હતા, પરંતુ પોતાની વાલિદહ (માતા)ની ખિદમતના કારણે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર ન થઈ શકયા; પરંતુ તેમ છતાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સહાબાથી એમનો ઝિક્ર ફરમાવ્યો અને આ પણ ઈર્શાદ ફરમાવ્યો કે :

> "તમારામાંથી જો કોઈ તેમનાથી મળે, તો તેમનાથી પોતાના માટે મગફિરતની દુઆ કરાવે."

એક રિવાયતમાં હઝરત ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હુથી નકલ કરવામાં આવ્યું છે કેહુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને હઝરત ઉવેસના વિષે ફરમાવ્યું કે :

"જો તેઓ કોઈ વાત પર કસમ ખાય લે તો અલ્લાહ તેને જરૂર પૂરી કરે, તમે તેમનાથી મગફિરતની દુઆ કરાવશો.['ઈસાબહ']

ગો થે ઉવૈસ દૂર મગર હો ગએ કરીબ,
બૂ જહલ થા કરીબ મગર દૂર હો ગયા.

ચેતવવા જેવી બીજી વાત આ છે કે

જે શખ્સે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખ્વાબમાં જોયા, તેણે યકીનન્ અને કત્અન્ (બિલ્કુલ) હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જ ઝિયારત કરી.

સહીહ રિવાયતોથી સાબિત છે અને મુહક્કક (પ્રમાણિત) છે કે :

શયતાનને અલ્લાહ તઆલાએ આ કુદરત આપી નથી કે તે ખ્વાબમાં આવીને કોઈ રીતે પોતાની જાતને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હોવાનું જાહેર કરે.

દાખલા તરીકે :

- એમ કહે કે હું નબી છું અથવા
- ખ્વાબ જોનાર શયતાનને નઊઝુબિલ્લાહ (અલ્લાહની પનાહ) નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સમજી બેસે.

એટલા માટે એ તો થઈ જ નથી શકતું, પરંતુ એ છતાં જો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને પોતાના અસલી સ્વરૂપમાં ન જુએ અર્થાત્ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને એવા સ્વરૂપમાં અને હુલિયા (મુખાકૃતિ)માં જુએ, જે શાને અકદસના મુનાસિબ ન હોય, તો એ જોનારાનો કુસૂર (વાંક) હશે. જેમકે :

- કોઈ શખ્સની આંખ પર લાલ અથવા લીલા અથવા કાળા ચશમા પહેરાવી દેવામાં આવે તો આંખ પર જે રંગના ચશમા હશે તે જ

રંગની બધી વસ્તુઓ દેખાશે.

- એ જ પ્રમાણે ત્રાસી આંખવાળાને એકના બે દેખાય છે.
- જો નવા ટાઈમપીસની લંબાઈમાં કોઈ શખ્સ પોતાનો ચહેરો જુએ તો એટલો લાંબો દેખાશે કે હદ નહિ.
- અને જો એની પહોળાઈમાં પોતાનો ચહેરો જુએ તો એવો પહોળો દેખાશે કે ખૂદ જોનારાને પોતાના ચહેરા પર હસવું આવશે.
- એ જ પ્રમાણે જો ખ્વાબમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો કોઈ ઈર્શાદ પવિત્ર શરીઅતના ખિલાફ સાંભળે તો તે તઅબીરનો મોહતાજ છે. શરીઅતના ખિલાફ એના પર અમલ કરવો જાઈઝ નથી. ભલેને કેટલાયે મોટા શયૂખ અને મુકતદા (ઈમામ)નો ખ્વાબ હોય.

દાખલા તરીકે :

- કોઈ શખ્સ જુએ કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે કોઈ નાજાઈઝ કામ કરવાની ઈજાઝત અથવા હુકમ આપ્યો તો તે હકીકતમાં હુકમ નથી, બલ્કે ડાંટ (ધમકી) છે. જેમકે કોઈ શખ્સ પોતાની ઔલાદને કોઈ બુરા કામથી રોકે અને તે માનતો ન હોય તો તેને ચેતવણી અને ધમકી તરીકે કહે છે કે : ‘કર વધારે કર ! ”
અર્થાત્ એની મઝા ચખાડીશ. (સઝા કરીશ.)
- એ જ પ્રમાણે કલામના મતલબને સમજવું, જેને તઅબીર કહે છે, એ પણ મુશ્કિલ કળા છે.

‘મઝાહિરે હક’ (કિતાબ)માં લખ્યું છે કે :

ઈમામ નવવી રહમતુલ્લાહિ અલયહિએ કહ્યું છે કે :

“સહીહ એ જ છે કે જેણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ખ્વાબમાં જોયા તેણે આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જ

જોયા, ભલે આપની સિફતે મઅરૂફહ (મશહૂર, જાણીતી સિફત)માં જોયા હોય કે એના સિવાય. અને સૂરતોનો ઈખ્તિલાફ અને તફાવત, જોનારાની ખૂબી અથવા નુકસાન પ્રમાણે હોય છે.

- જેણે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સારી સૂરતમાં જોયા, તેણે પોતાના દીનના કમાલના કારણે જોયા અને
- જેણે એના ખિલાફ જોયા તેણે પોતાના દીનના નુકસાન પ્રમાણે જોયા.
- એ જ પ્રમાણે એકે વૃદ્ધ જોયા, એકે જુવાન જોયા અને એકે રાઝી જોયા અને એકે ખફા જોયા, એ તમામનો આધાર જોનારની હાલતના ઈખ્તિલાફ પર છે.
- એટલા આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોવું, જાણે જોનારાના અહવાલ મારફત કસોટી છે અને એમાં સાલિકો માટે ફાયદાકારક નિયમ છે કે એનાથી પોતાના બાતિન (દિલ)ના અહવાલ જાણીને એનો ઈલાજ કરે અને એ જ અનુમાન અનુસાર કેટલાક અરબાબે તમ્કીને કહ્યું કે :
- જે કલામ આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ખ્વાબમાં સાંભળે તો તેને સુન્નતે કવીમહ (સબળ સુન્નતો) પર અર્ઝ કરે. જો મુવાફિક છે તો હક છે અને જો મુખાલિફ છે તો સાંભળવાની તેની ક્ષતિ (નબળાઈ)ના કારણે છે.

એટલે ઝાતે કરીમહના ખ્વાબો અને જે ચીઝ જોઈ શકાય, અથવા સાંભળી શકાય, હક છે અને જે તફાવત અને ઈખ્તિલાફવાળી છે તે તારાથી છે. ['ફઝાઈલે દુરૂદ શરીફ'માંથી]

એટલે ખ્વાબ હોય, મકાશિફા હોય, તે જૂઠા અને શયતાની નથી હોઈ શકતા. એની સદાકત (સચ્ચાઈ) પર તો વિશ્વાસ કરવો જ પડશે.

મુહતરમ જનાબ અલહાજ અબ્દુલકાદિર સાહબ ફાતીવાલાથી અહકર (હું) વાકિફ છું. તેમને મુખ્લિસ અને દીનદાર અને વિશ્વાસુ

સમજું છું. મારા મુહસિન (ઉપકારી) પણ છે અને દીની કિતાબોના પ્રકાશન અને પ્રસારણમાં પણ પ્રવૃત્તિમય છે. અને સૌથી વધારે વિશ્વાસપાત્ર જે વાત છે તે આ કે તેઓ હઝરત અકદસ અલહાજ મૌલાના અશ્શયખ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી, મુજદ્દિદી નવ્વરલ્લાહુ મરકદહૂના ખલીફાઓમાંથી છે.

તેઓ પણ જાણે છે કે :

مَنْ كَذِبَ عَلَيَّ مُتَعَمِّداً فَلْيَتَبَوَّأْ مَقْعَدَهُ مِنَ النَّارِ

(مسلم شریف: جلد:۳، صفحہ:۷)

[જે શખ્સ મારા વિષે કોઈ હાલ અથવા ખ્વાબ ગલત બયાન કરશે, તે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવશે.]

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તરફ જૂઠી વાત મનસૂબ કરવી પોતાની આખિરત ખરાબ કરવી છે, એની તો સંભાવના પણ નથી થઈ શકતી.

બીજી વાત આ છે કે, આ સઆદતે અજલી છે. અલ્લાહ તઆલા જેને ચાહે આપે. અલ્લાહના ફઝલ અને કરમના માટે અસબાબની જરૂરત નથી પડતી. તે જેને પણ અને જયારે પણ આપવા ચાહે, પોતાના ફઝલ અને કરમથી આપે છે. એના પર હિર્સ (એ નેઅમત પોતાને પણ મળે એવી ઈચ્છા અને તમન્ના) તો કરી શકાય છે, પરંતુ હસદ (ઈર્ષ્યા) કરી નથી શકતા. જે જેના લાયક હોય છે, તે તેને નવાઝે છે.

મદીનહ મુનવ્વરહમાં અઝાનનો મસઅલો પેશ આવ્યો. મજલિસ થઈ.

- હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ તઆલા અન્હુ
- હઝરત ઉમર રદિયલ્લાહુ તઆલા અન્હુ

જેવા અકાબિરીન સહાબા બધાં જ હાજર હતા. ખૂદ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ હાજર હતા. પરંતુ અઝાનની શરૂઆતની ફઝીલત આપવી હતી, તો હઝરત અબ્દુલ્લાહ બિન ઝયદ બિન અબ્દિ રબ્બિહી રદિયલ્લાહુ તઆલા અન્હુને આ સઆદત નસીબ ફરમાવી. હદીષોના ભંડારમાં જેમની માત્ર આ એક જ હદીષ છે !

**ખુદાકી દેનકા મૂસાસે પૂછિયે અહવાલ,**
**આગ લેનેકો જાએ, પયમ્બરી મિલ જાએ.**

ઉપરાંત અહલે તસવ્વુફ જાણે છે કે મુહબ્બત હાસિલ કરવાના માટે મુજાહદાઓ અને અઝકાર અને બીજું શું શું નથી કરવું પડતું ! ત્યારે જઈને કોઈને મંઝિલે મકસૂદ હાસિલ થાય છે. અને કોઈ મહરૂમ પણ રહે છે. અને કોઈને જઝબ કરી લેવામાં આવે છે અને ખેંચી લેવામાં આવે છે.

પહેલા મુહબ્બત આપી દેવામાં આવે છે, પછી આ'માલ કરાવવામાં આવે છે.

અહીં પણ એ જ ઉસૂલ પર તેમને આ સઆદત હાસિલ થઈ ગઈ તો એમાં વાંધો શું છે ? જો વાંધો લેવો જ છે તો ઈતિહાસમાં એના બનાવો પણ મળે છે કે :

- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે રિસાલતની દઅવત શરૂ કરી ત્યારે અને
- તાઈફનો સફર કર્યો ત્યારે

વાંધો ઉઠાવનારાઓએ એવા જ વાંધાઓ ઉઠાવીને માનવાથી ઈન્કાર કરી દીધો હતો, ઈતિહાસના જાણકારોથી છૂપું નથી.

ફર્ક માત્ર એટલો છે કે ત્યાં ઈમાન લાવવું જરૂરી હતું અને ઈન્કાર કરવું કુફ્ર હતું. અને અબૂ જહલ, અબૂ લહબની જમાઅતમાં શામિલ થવાતું હતું અને અહીં ન માનવું જરૂરી છે, ન ઈમાન લાવવું જરૂરી છે. જો દિલ નથી ચાહતું, સચ્ચાઈ મેહસૂસ નથી થતી, તો ખામોશ રહે. ઈન્કાર અને હસદ (ઈર્ષા) તો ન કરે ! ગીબત કરવાથી તો દૂર રહે ! ! !

મઆસરત (સમકાલિનતા) પણ સૌથી મોટો હિજાબ હોય છે.

રહી ગઈ આ વાત કે :

છપાવ્યા શા માટે ?

તો એના વિષે આ કહી શકાય છે કે,

‼ વધારે યોગ્ય શું છે ?

જનાબ અબ્દુલકાદિરભાઈ 'સંપાદકના નિવેદન'માં લખે છે કે :

"મેં આ કિતાબ એટલા માટે લખી કે મુસલમાન આ કિતાબને વાંચીને પોતાના બેહતરીન રફીક અને શફીક, રઊફ અને રહીમ નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામથી મુહબ્બત પૈદા કરે... (છેવટ સુધી)"

‼ આ ફિત્નાનો દૌર ચાલે છે.

‼ દરરોજ નવા નવા ફિત્નાઓ, ગુનાહો અને સરકશી (નાફરમાની)માં ઉપરાંત વાસના અને કામેચ્છાઓ પૂરી કરવામાં વધુમતી લોકો સપડાયેલા છે.

‼ નેક આ'માલની કમી અને શયતાનિયતનો ગલ્બો છે.

પરંતુ મદીનહ મુનવ્વરહથી જે નેઅમત મળે છે, અથવા લૂંટાવવામાં આવે છે તે આજે પણ એ જ પ્રમાણે છે. માત્ર લૂંટનારા

અથવા લેનારામાં સલાહિયત નથી. જો સલાહિયત પૈદા કરી લે, તો ત્યાંથી આજે પણ કંઈ કેટલુંયે મળી શકે છે.

આ એક સારી નિય્યત છે. અને કોઈ કામને સારી નિય્યતથી કરવાથી જ સવાબ મળે છે.

اِنَّمَا الْاَعْمَالُ بِالنِّيَّاتِ (بخاری شریف)

‼ બીજો જવાબ આ હોઈ શકે છે કે :

દાદાપીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિની ઈકિતદા અનુસરણ મકસૂદ હોય, જે સંપાદકના નિવેદનમાં વિગતે લખ્યું છે.

‼ ત્રીજી વાત આ પણ હોઈ શકે છે કે :

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલવી રહિમહુલ્લાહુએ :

**'અદુર્રુષ્ષમીન ફી મુબશ્શિરાતિન્ નબિય્યિલ્ અમીનમાં**

મુબશ્શિરાત સંપાદિત, સંકલિત કરીને છપાવ્યા છે અને

‼ એ જ પ્રમાણે બીજા મશાઈખે પણ છપાવ્યા છે અથવા પોતાની તકરીર અને લખાણમાં બયાન કર્યા છે.

એટલા માટે જો અમે પણ છપાવીએ તો જાઈઝ પણ થશે અને ધારેલો ફાયદો પણ હાસિલ થશે.

તો એ પણ દુરુસ્ત છે.

અહકરે (મેં) સંપૂર્ણ કિતાબ શરૂઆતથી અંત સુધી જોઈ છે. અને લગભગ બધાં ખ્વાબો વાંચ્યા છે. એમાંથી કોઈમાં શરીઅતના ખિલાફ વાત હોય, અથવા તઅબીરની કે તફસીલની જરૂરત હોય, એવું મેહસૂસ નથી થયું. એટલે એને (આ કિતાબને) શરીઅતના દાઈરહ

(વર્તુળ)માં મેહસૂસ કરીને દુરુસ્ત અને મુઅતબર (વિશ્વાસપાત્ર) સમજું છું. કોઈ ઈશ્કાલ (વાંધાજનક બાબત હોવા)ની કે હઝફ (કોઈ લખાણને કાઢી નાંખવા)ની જરૂરત મેહસૂસ નથી થતી.

બન્ને હઝરાત (શૌકત હુસૈન ફાતીવાલા અને અબ્દુલકાદિર ફાતીવાલા) સાદગી પસંદ અને શહરી બનાવ શૃંગારથી દૂર અને વિનમ્ર છે. એટલે લખાણ અને શબ્દોમાં પણ એ જાહેર થાય છે અને શરીઅતની હદમાં હોવાના કારણે ગિરફત (પકડ) અને ઈસ્લાહ (સુધારણા) લાયક નથી.

પરંતુ એક વાત અત્યારે અહીં લખવાનો સાહસ કરું છું. જો કે હું એના લાયક તો નથી કે કોઈને નસીહત કરી શકું ? કારણ કે ગુજરાતીમાં કહેવત મશહૂર છે કે :

"ડાહી સાસરે ન જાય અને ગાંડીને શિખામણ આપે."

અહીં મારી પણ એ જ હાલત છે. અને બીજી ખાસ અને મહત્ત્વનું કારણ આ છે કે :

હઝરત પીર ફઝલુર્રહીમ સાહબ જેવા હઝરાત તેમના નિગરાં અને સુધારક હોય, પછી બીજાને નસીહત કરવાની કોઈ જરૂરત નથી રહેતી. પરંતુ હદીષે પાકમાં :

**'અદ્દીનુ અન્નસીહહ'** [દીન એક નસીહત છે.]

ફરમાવવામાં આવ્યું છે, એટલે એટલું લખવાની જરૂરત મેહસૂસ કરું છું કે :

- આ ઝમાનો ફિત્નાનો ઝમાનો છે.
- ખૈરમાં પણ લોકો શિર્ક પૈદા કરી લે છે અથવા હાસિલ કરી લે છે.

એટલે ભવિષ્યમાં કોઈ શરીઅતના ખિલાફ વાતનો સબબ ન

બની જાય, એને નજર સમક્ષ રાખવું જોઈએ.

બયઅતે રિદવાનના સમયે જે ઝાડના નીચે બયઅત થઈ હતી, જેનો ઉલ્લેખ કુર્આને પાકમાં પણ છે અને લોકોએ તબર્રુક તરીકે એનો વધારે ઈહતિમામ (પ્રબંધ) શરૂ કરી દીધો તો હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુએ મસ્લિહતનૂ એ ઝાડને કપાવી દીધું.

‼ બીજી વાત :

હઝરત જનાબ અલહાજ શૌકતભાઈની ખિદમતમાં ગુઝારિશ છે કે :

આપને આ સઆદત માત્ર અલ્લાહ જલ્લ શાનુહૂએ પોતાના ફઝલ અને કરમથી અર્પણ કરી છે. એની કદર કરે.

કુર્આને પાકમાં છે :

لَئِنْ شَكَرْتُمْ لَاَزِيْدَنَّكُمْ وَلَئِنْ كَفَرْتُمْ اِنَّ عَذَابِيْ لَشَدِيْدٌ

(سورہ ابراہیم:۷)

[જો તમે શુક્ર અદા કરશો તો હું હજુ વધારે આપીશ અને નાશુક્રી કરશો તો યાદ રાખજો કે મારો અઝાબ ઘણો જ સખ્ત છે.]

શોહરતમાં જો નિગરાની ન કરવામાં આવે તો ઘમંડ અને અભિમાન પૈદા થઈ જાય છે; જે ઈન્સાનને ઝિલ્લતની ખીણમાં પહોંચાડી દે છે. શયતાનનો નમૂનો આપણી સામે છે.

હઝરત શયખ અહમદ રિફાઈ રહમતુલ્લાહિ અલયહિના બનાવોમાં લખ્યું છે કે :

મઝારે મુકદસહ અલા સાહિબિહા અલ્ફ અલ્ફ સલાતુ વત્તાહિય્યહની સામે પોતાની દિલી કૈફિયત રજૂ કરી તો મઝારે મુકદસહ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હાથ મુબારક પ્રગટ થયો અને તેમણે મુલાકાત કરી.

બીજા લોકોએ પણ, જેઓ ત્યાં હાજર હતા, ઝિયારતથી મુશર્રફ થયા.

જાહેર વાત છે કે આ ઘણો મોટો એ'ઝાઝ (બહુમાન) હતો; જે ઘમંડ અને તકબ્બુર (અભિમાન) તરફ લઈ જઈ શકતો હતો. એટલે તત્કાલ હઝરત રિફાઈ રહમતુલ્લાહિ અલયહિ પગરખાં (જૂતા, બૂટ–ચંપલ) મૂકવાની જગાએ લેટી ગયા. અને બધાંને કહ્યું કે :

> "મારા ઉપર પગ મૂકીને પસાર થાઓ, જેથી ઘમંડ અને અભિમાનનો ઈલાજ થઈ જાય."

- શરીઅતની પાબંદી અને
- નાના–મોટા ગુનાહોથી જેટલું થઈ શકે એટલું વધારે બચવું.
- મખ્લૂક (લોકો)થી કિનારાકશી (દૂર રહેવું)

સામાન્ય રીતે તો આપણે બધા દુનિયાદારોના માટે પણ, જેઓ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઈમાન લાવ્યા છે, ઘણું જરૂરી છે, પરંતુ આપના માટે ખાસ રીતે લાઝિમ અને જરૂરી છે. કારણ કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી તઅલ્લુક દીન અને શરીઅતની નિસ્બતથી જ છે. બીજી કોઈ ખૂબી એમાં પ્રભાવક નથી.

إِنَّ أَكْرَمَكُمْ عِندَ اللَّهِ أَتْقَاكُمْ

(سورہ حجرات:۱۳)

[અલ્લાહને ત્યાં તમારામાંથી સૌથી વધારે ઈઝ્ઝતવાળો તે આદમી છે જે નાફરમાનીથીબચવાનો ઘણો વધારે ખ્યાલ

રાખતો હોય.]

'બુખારી શરીફ'માં ઘણી જગાએ ઈત્તિબાએ સુન્નત પર કામિયાબી અને નાના-મોટા ગુનાહો પર હંમેશગી (સાતત્ય) મહરૂમીનો સબબ બતાવવામાં આવ્યો છે.

સહાબએ કિરામની જમાઅત કેટલા ઊંચા દર્જા પર હતી, પરંતુ હદીષે પાકમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો છે કે :

"મારું મન ચાહે છે કે લાકડાં ભેગાં કરું અને જમાઅત ઊભી કરવાનો હુકમ આપું અને જે લોકો જમાઅતમાં શરીક નથી થયા તેમના ઘરોને આગ લાગી દઉં."

જુઓ, સહાબએ કિરામને માત્ર સુસ્તીના કારણે જમાઅતથી નમાઝ છોડવા પર કેટલી મોટી સઝાનો ઈરાદો ફરમાવ્યો, ચિંતન કરી લે.

છેવટે 'બુખારી શરીફ'ની એક હદીષ પર પૂરું કરું છું :

یا معشر قریش ! اشتروا انفسکم لا اغنی عنکم
من الله شیًا یا بنی عبد مناف لا اغنی عنکم من الله
شیًا یا عباس بن عبدالمطلب لا اغنی عنك من الله
شیًا ویا صفیة عمة رسول الله صلی الله علیه وسلم
لا اغنی عنك من الله شیًا ویا فاطمة بنت محمد صلی
الله علیه وسلم سلینی ما شئت من مالی لا اغنی عنك
من الله شیًا اھ. (مشکواۃ شریف:۴۶۰)

‼ હે કુરેશની જમાઅત !

પોતાની જાનને ખરીદી લો ! હું તમને અલ્લાહના તરફથી કંઈ

મદદ નહીં કરી શકીશ.

!! હે બનૂ અબ્દે મુનાફ ! (અબ્દે મુનાફની ઔલાદ)
અલ્લાહના તરફથી હું તમને કંઈ મદદ નહીં કરી શકીશ.

!! હે અબ્બાસ ઈબ્ને અબ્દુલ્ મુત્તલિબ !
અલ્લાહના તરફથી હું તમને કંઈ મદદ નહીં કરી શકીશ.

!! હે સફિય્યહ ! (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફૂઈ)
અલ્લાહના તરફથી હું તમને કંઈ મદદ નહીં કરી શકીશ.

!! હે ફાતિમા બિન્તે મુહમ્મદ !
જે ચાહે તે મારા માલમાંથી લઈ લો.
અલ્લાહના તરફથી હું તમને કંઈ મદદ નહીં કરી શકીશ.

اَللّٰهُمَّ اَرِنَا الْحَقَّ حَقًّا وَّارْزُقْنَا اتِّبَاعَهٗ
وَاَرِنَا الْبَاطِلَ بَاطِلًا وَارْزُقْنَا اجْتِنَابَهٗ.
وَيَغْفِرُ اللّٰهُ لَنَا وَلَكُمْ
وَصَلَّى اللّٰهُ عَلَى النَّبِيِّ الْكَرِيْمِ
وَعَلٰى اٰلِهٖ وَسَلَّمْ تَسْلِيْمًا كَثِيْرًا كَثِيْرًا.

اِنْ كَانَ صَوَابًا فَمِنَ اللّٰهِ وَاِنْ كَانَ خَطَأً فَمِنِّىْ وَمِنَ الشَّيْطَانْ.

લખનાર

અલ્ અબ્દ

ઈસ્માઈલ કછોલવી ગુફિરલહૂ

૧૪, રજબુલ્ મુરજ્જબ, ૧૪૩૪ હિજરી

૨૫, મે, ૨૦૧૩ ઈસ્વીસન

જેવા અકાબિરીન સહાબા બધાં જ હાજર હતા. ખૂદ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ હાજર હતા. પરંતુ અઝાનની શરૂઆતની ફઝીલત આપવી હતી, તો હઝરત અબ્દુલ્લાહ બિન ઝયદ બિન અબ્દિ રબ્બિહી રદિયલ્લાહુ તઆલા અન્હુને આ સઆદત નસીબ ફરમાવી. હદીષોના ભંડારમાં જેમની માત્ર આ એક જ હદીષ છે !

**ખુદાકી દેનકા મૂસાસે પૂછિયે અહવાલ,**
**આગ લેનેકો જાએ, પયમ્બરી મિલ જાએ.**

ઉપરાંત અહલે તસવ્વુફ જાણે છે કે મુહબ્બત હાસિલ કરવાના માટે મુજાહદાઓ અને અઝકાર અને બીજું શું શું નથી કરવું પડતું ! ત્યારે જઈને કોઈને મંઝિલે મકસૂદ હાસિલ થાય છે. અને કોઈ મહરૂમ પણ રહે છે. અને કોઈને જઝબ કરી લેવામાં આવે છે અને ખેંચી લેવામાં આવે છે.

પહેલા મુહબ્બત આપી દેવામાં આવે છે, પછી આ'માલ કરાવવામાં આવે છે.

અહીં પણ એ જ ઉસૂલ પર તેમને આ સઆદત હાસિલ થઈ ગઈ તો એમાં વાંધો શું છે ? જો વાંધો લેવો જ છે તો ઈતિહાસમાં એના બનાવો પણ મળે છે કે :

- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે રિસાલતની દઅવત શરૂ કરી ત્યારે અને
- તાઈફનો સફર કર્યો ત્યારે

વાંધો ઉઠાવનારાઓએ એવા જ વાંધાઓ ઉઠાવીને માનવાથી ઈન્કાર કરી દીધો હતો, ઈતિહાસના જાણકારોથી છૂપું નથી.

ફર્ક માત્ર એટલો છે કે ત્યાં ઈમાન લાવવું જરૂરી હતું અને ઈન્કાર કરવું કુફ્ર હતું. અને અબૂ જહલ, અબૂ લહબની જમાઅતમાં શામિલ થવાતું હતું અને અહીં ન માનવું જરૂરી છે, ન ઈમાન લાવવું જરૂરી છે. જો દિલ નથી ચાહતું, સચ્ચાઈ મેહસૂસ નથી થતી, તો ખામોશ રહે. ઈન્કાર અને હસદ (ઈર્ષા) તો ન કરે ! ગીબત કરવાથી તો દૂર રહે ! ! !

મઆસરત (સમકાલિનતા) પણ સૌથી મોટો હિજાબ હોય છે.

રહી ગઈ આ વાત કે :

છપાવ્યા શા માટે ?

તો એના વિષે આ કહી શકાય છે કે,

‼ વધારે યોગ્ય શું છે ?

જનાબ અબ્દુલકાદિરભાઈ 'સંપાદકના નિવેદન'માં લખે છે કે :

"મેં આ કિતાબ એટલા માટે લખી કે મુસલમાન આ કિતાબને વાંચીને પોતાના બેહતરીન રફીક અને શફીક, રઊફ અને રહીમ નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામથી મુહબ્બત પૈદા કરે... (છેવટ સુધી)"

‼ આ ફિત્નાનો દૌર ચાલે છે.

‼ દરરોજ નવા નવા ફિત્નાઓ, ગુનાહો અને સરકશી (નાફરમાની)માં ઉપરાંત વાસના અને કામેચ્છાઓ પૂરી કરવામાં વધુમતી લોકો સપડાયેલા છે.

‼ નેક આ'માલની કમી અને શયતાનિયતનો ગલ્બો છે.

પરંતુ મદીનહ મુનવ્વરહથી જે નેઅમત મળે છે, અથવા લૂંટાવવામાં આવે છે તે આજે પણ એ જ પ્રમાણે છે. માત્ર લૂંટનારા

અથવા લેનારામાં સલાહિયત નથી. જો સલાહિયત પૈદા કરી લે, તો ત્યાંથી આજે પણ કંઈ કેટલુંયે મળી શકે છે.

આ એક સારી નિય્યત છે. અને કોઈ કામને સારી નિય્યતથી કરવાથી જ સવાબ મળે છે.

اِنَّمَا الْاَعْمَالُ بِالنِّيَّاتِ (بخاری شریف)

‼ બીજો જવાબ આ હોઈ શકે છે કે :

દાદાપીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી રહમતુલ્લાહિ અલયહિની ઈકિતદા અનુસરણ મકસૂદ હોય, જે સંપાદકના નિવેદનમાં વિગતે લખ્યું છે.

‼ ત્રીજી વાત આ પણ હોઈ શકે છે કે :

હઝરત શાહ વલીયુલ્લાહ મુહદ્દિષ દહેલવી રહિમહુલ્લાહુએ :

**'અદુર્રૂષ્મીન ફી મુબશ્શિરાતિન્ નબિય્યિલ્ અમીનમાં**

મુબશ્શિરાત સંપાદિત, સંકલિત કરીને છપાવ્યા છે અને

‼ એ જ પ્રમાણે બીજા મશાઈખે પણ છપાવ્યા છે અથવા પોતાની તકરીર અને લખાણમાં બયાન કર્યા છે.

એટલા માટે જો અમે પણ છપાવીએ તો જાઈઝ પણ થશે અને ધારેલો ફાયદો પણ હાસિલ થશે.

તો એ પણ દુરુસ્ત છે.

અહકરે (મેં) સંપૂર્ણ કિતાબ શરૂઆતથી અંત સુધી જોઈ છે. અને લગભગ બધાં ખ્વાબો વાંચ્યા છે. એમાંથી કોઈમાં શરીઅતના ખિલાફ વાત હોય, અથવા તઅબીરની કે તફસીલની જરૂરત હોય, એવું મેહસૂસ નથી થયું. એટલે એને (આ કિતાબને) શરીઅતના દાઈરહ

(વર્તુળ)માં મેહસૂસ કરીને દુરુસ્ત અને મુઅતબર (વિશ્વાસપાત્ર) સમજું છું. કોઈ ઈશ્કાલ (વાંધાજનક બાબત હોવા)ની કે હઝફ (કોઈ લખાણને કાઢી નાંખવા)ની જરૂરત મેહસૂસ નથી થતી.

બન્ને હઝરાત (શૌકત હુસૈન ફાતીવાલા અને અબ્દુલકાદિર ફાતીવાલા) સાદગી પસંદ અને શહરી બનાવ શૃંગારથી દૂર અને વિનમ્ર છે. એટલે લખાણ અને શબ્દોમાં પણ એ જાહેર થાય છે અને શરીઅતની હદમાં હોવાના કારણે ગિરફત (પકડ) અને ઈસ્લાહ (સુધારણા) લાયક નથી.

પરંતુ એક વાત અત્યારે અહીં લખવાનો સાહસ કરું છું. જો કે હું એના લાયક તો નથી કે કોઈને નસીહત કરી શકું ? કારણ કે ગુજરાતીમાં કહેવત મશહૂર છે કે :

"ડાહી સાસરે ન જાય અને ગાંડીને શિખામણ આપે."

અહીં મારી પણ એ જ હાલત છે. અને બીજી ખાસ અને મહત્ત્વનું કારણ આ છે કે :

હઝરત પીર ફઝલુર્રહીમ સાહબ જેવા હઝરાત તેમના નિગરાં અને સુધારક હોય, પછી બીજાને નસીહત કરવાની કોઈ જરૂરત નથી રહેતી. પરંતુ હદીષે પાકમાં :

**'અદ્દીનુ અન્નસીહહ'** [દીન એક નસીહત છે.]

ફરમાવવામાં આવ્યું છે, એટલે એટલું લખવાની જરૂરત મેહસૂસ કરું છું કે :

- આ ઝમાનો ફિત્નાનો ઝમાનો છે.
- ખૈરમાં પણ લોકો શિર્ક પૈદા કરી લે છે અથવા હાસિલ કરી લે છે.

એટલે ભવિષ્યમાં કોઈ શરીઅતના ખિલાફ વાતનો સબબ ન

બની જાય, એને નજર સમક્ષ રાખવું જોઈએ.

બયઅતે રિદવાનના સમયે જે ઝાડના નીચે બયઅત થઈ હતી, જેનો ઉલ્લેખ કુર્આને પાકમાં પણ છે અને લોકોએ તબર્રુક તરીકે એનો વધારે ઈહતિમામ (પ્રબંધ) શરૂ કરી દીધો તો હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુએ મસ્લિહતન્ એ ઝાડને કપાવી દીધું.

‼ બીજી વાત :

હઝરત જનાબ અલહાજ શૌકતભાઈની ખિદમતમાં ગુઝારિશ છે કે :

આપને આ સઆદત માત્ર અલ્લાહ જલ્લ શાનુહૂએ પોતાના ફઝલ અને કરમથી અર્પણ કરી છે. એની કદર કરે.

કુર્આને પાકમાં છે :

لَئِنْ شَكَرْتُمْ لَاَزِيْدَنَّكُمْ وَلَئِنْ كَفَرْتُمْ اِنَّ عَذَابِىْ لَشَدِيْدٌ
(سورۂ ابراہیم:۷)

[જો તમે શુક્ર અદા કરશો તો હું હજુ વધારે આપીશ અને નાશુક્રી કરશો તો યાદ રાખજો કે મારો અઝાબ ઘણો જ સખ્ત છે.]

શોહરતમાં જો નિગરાની ન કરવામાં આવે તો ઘમંડ અને અભિમાન પૈદા થઈ જાય છે; જે ઈન્સાનને ઝિલ્લતની ખીણમાં પહોંચાડી દે છે. શયતાનનો નમૂનો આપણી સામે છે.

હઝરત શયખ અહમદ રિફાઈ રહમતુલ્લાહિ અલયહિના બનાવોમાં લખ્યું છે કે :

મઝારે મુકદસહ અલા સાહિબિહા અલ્ફ અલ્ફ સલાતુ વત્તહિય્યહની સામે પોતાની દિલી કૈફિયત રજૂ કરી તો મઝારે મુકદસહ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી હાથ મુબારક પ્રગટ થયો અને તેમણે મુલાકાત કરી.

બીજા લોકોએ પણ, જેઓ ત્યાં હાજર હતા, ઝિયારતથી મુશર્રફ થયા.

જાહેર વાત છે કે આ ઘણો મોટો એ'જાઝ (બહુમાન) હતો; જે ઘમંડ અને તકબ્બુર (અભિમાન) તરફ લઈ જઈ શકતો હતો. એટલે તત્કાલ હઝરત રિફાઈ રહમતુલ્લાહિ અલયહિ પગરખાં (જૂતા, બૂટ–ચંપલ) મૂકવાની જગાએ લેટી ગયા. અને બધાંને કહ્યું કે :

> "મારા ઉપર પગ મૂકીને પસાર થાઓ, જેથી ઘમંડ અને અભિમાનનો ઈલાજ થઈ જાય."

- શરીઅતની પાબંદી અને
- નાના–મોટા ગુનાહોથી જેટલું થઈ શકે એટલું વધારે બચવું.
- મખ્લૂક (લોકો)થી કિનારાકશી (દૂર રહેવું)

સામાન્ય રીતે તો આપણે બધા દુનિયાદારોના માટે પણ, જેઓ હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ઈમાન લાવ્યા છે, ઘણું જરૂરી છે, પરંતુ આપના માટે ખાસ રીતે લાઝિમ અને જરૂરી છે. કારણ કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી તઅલ્લુક દીન અને શરીઅતની નિસ્બતથી જ છે. બીજી કોઈ ખૂબી એમાં પ્રભાવક નથી.

إِنَّ أَكْرَمَكُمْ عِندَ اللّٰهِ أَتْقَاكُمْ
(سورہ حجرات:۱۳)

[અલ્લાહને ત્યાં તમારામાંથી સૌથી વધારે ઈઝ્ઝતવાળો તે આદમી છે જે નાફરમાનીથીબચવાનો ઘણો વધારે ખ્યાલ

રાખતો હોય.]

'બુખારી શરીફ'માં ઘણી જગાએ ઈત્તિબાએ સુન્નત પર કામિયાબી અને નાના–મોટા ગુનાહો પર હંમેશગી (સાતત્ય) મહરૂમીનો સબબ બતાવવામાં આવ્યો છે.

સહાબએ કિરામની જમાઅત કેટલા ઊંચા દર્જા પર હતી, પરંતુ હદીષે પાકમાં હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો છે કે :

"મારું મન ચાહે છે કે લાકડાં ભેગાં કરું અને જમાઅત ઊભી કરવાનો હુકમ આપું અને જે લોકો જમાઅતમાં શરીક નથી થયા તેમના ઘરોને આગ લાગી દઉં."

જુઓ, સહાબએ કિરામને માત્ર સુસ્તીના કારણે જમાઅતથી નમાઝ છોડવા પર કેટલી મોટી સઝાનો ઈરાદો ફરમાવ્યો, ચિંતન કરી લે.

છેવટે 'બુખારી શરીફ'ની એક હદીષ પર પૂરું કરું છું :

يا معشر قريش ! اشتروا انفسكم لا اغنى عنكم من الله شيًا يا بنى عبد مناف لا اغنى عنكم من الله شيًا يا عباس بن عبدالمطلب لا اغنى عنك من الله شيًا ويا صفية عمة رسول الله صلى الله عليه وسلم لا اغنى عنك من الله شيًا ويا فاطمة بنت محمد صلى الله عليه وسلم سلينى ما شئت من مالى لا اغنى عنك من الله شيًا اهـ. (مشكواة شريف:٤٦٠)

‼ હે કુરેશની જમાઅત !

પોતાની જાનને ખરીદી લો ! હું તમને અલ્લાહના તરફથી કંઈ

મદદ નહીં કરી શકીશ.

‼ હે બનૂ અબ્દે મુનાફ ! (અબ્દે મુનાફની ઔલાદ)
અલ્લાહના તરફથી હું તમને કંઈ મદદ નહીં કરી શકીશ.

‼ હે અબ્બાસ ઈબ્ને અબ્દુલ્ મુત્તલિબ !
અલ્લાહના તરફથી હું તમને કંઈ મદદ નહીં કરી શકીશ.

‼ હે સફિય્યહ ! (હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફૂઈ)
અલ્લાહના તરફથી હું તમને કંઈ મદદ નહીં કરી શકીશ.

‼ હે ફાતિમા બિન્તે મુહમ્મદ !
જે ચાહે તે મારા માલમાંથી લઈ લો.
અલ્લાહના તરફથી હું તમને કંઈ મદદ નહીં કરી શકીશ.

اَللّٰهُمَّ اَرِنَا الْحَقَّ حَقًّا وَّارْزُقْنَا اتِّبَاعَه
وَاَرِنَا الْبَاطِلَ بَاطِلًا وَارْزُقْنَا اجْتِنَابَه.
وَيَغْفِرُ اللّٰهُ لَنَا وَلَكُمْ
وَصَلَّى اللّٰهُ عَلَى النَّبِيِّ الْكَرِيْم
وَعَلٰى اٰلِهٖ وَسَلَّمْ تَسْلِيْماً كَثِيْراً كَثِيْراً.

اِنْ كَانَ صَوَاباً فَمِنَ اللّٰهِ وَاِنْ كَانَ خَطَأً فَمِنِّىْ وَمِنَ الشَّيْطَانْ.

લખનાર

**અલ્ અબ્દ**

**ઈસ્માઈલ કછોલવી ગુફિરલહૂ**

૧૪, રજબુલ્ મુરજ્જબ, ૧૪૩૪ હિજરી

૨૫, મે, ૨૦૧૩ ઈસ્વીસન

# અનુક્રમણિકા



## લાંબુ જીવન મળવાના અને તે પછીના બનાવો

**ઉમરહના બનાવો**

**જમાદિલ્ આખર, ૧૪૩૩ મુતાબિક મે, ૨૦૧૨ ઈસ્વી**

## ઉમરહ બા'દના હિન્દુસ્તાનના બનાવો

## કાનપૂર, ઈલાહાબાદ, લખનૌ, મુંબઈના પ્રવાસના બનાવો

## કાનપૂર વગેરેના પ્રવાસેથી વલસાડ પરત આવ્યા પછીના બનાવો



## હજના સફરના બનાવો

### ૧૪૩૩ હિજરીસન મુતાબિક ૨૦૧૨ ઈસ્વીસન

## હજથી વલસાડ પરત આવ્યા પછીના બનાવો

## સંપાદકનું નિવેદન

### અબ્દુલકાદિર ફાતીવાલા

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ**

**અમ્મા બા'દ**

અમારા દાદાપીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ પર અલ્લાહ તઆલા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નિગાહે કરમ અને નવાઝિશોના બનાવોને આપે 'ફુતૂહુલ્ હરમૈની ફી મુબશ્શિરાતિ રસૂલિષ્ષકલૈન' નામથી કિતાબી સ્વરૂપમાં પ્રગટ ફરમાવ્યા હતા. એ કિતાબ ખવાસ અને અવામ, તમામ તબકામાં ઘણી મકબૂલ થઈ છે અને એના ગુજરાતી, હિન્દી અને અંગ્રંજી અનુવાદો પણ થઈ ગયા છે.

### 'ફુતૂહુલ્ હરમૈન' કિતાબ વિષે ગુજરાતના અકાબિરીન ઉલમાના અભિપ્રાયો

મજકૂર કિતાબ વિષે ગુજરાતના અકાબિરીન ઉલમાએ કિરામના અભિપ્રાયોમાંથી કેટલાક અહીં લખ્યા છે.

**[૧]**

"આ કિતાબ અત્યંત મુબારક અને પુરનૂર છે. ઈન્શાઅલ્લાહુ તઆલા એનાથી લોકોને ઘણો ફૈઝ પહોંચશે."

–હઝરત મૌલાના મુહમ્મદ રઝા અજમરે સાહબ રહમિહુલ્લાહ
પૂર્વ શૈખુલ્ હદીષ, દારુલ ઉલૂમ અશરફિયહ, રાંદેર

[૨]

"આ કિતાબ અજીબો ગરીબ બનાવો અને ઈલ્હામી ફુયૂઝાતથી ભરપુર છે."

–હઝરત મૌલાના અહમદુલ્લાહ સાહબ રહિમહુલ્લાહ
પૂર્વ શૈખુલ્ હદીષ, જામિઅહ હુસૈનિયહ, રાંદેર

[૩]

"કિતાબમાં બયાન કરેલા ખ્વાબો અત્યંત ઉચ્ચ કક્ષાના છે."

–હઝરત મૌલાના મુફતી ઈસ્માઈલ કછોલવી સાહબ્રમત બરકાતુહુમ
વર્તમાન શૈખુલ્ હદીષ અને સદર મુફતી, જામિઅહ હુસૈનિયહ, રાંદેર

[૪]

"આવી કિતાબોના વાચનથી ઈમાન તાઝું થાય છે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી મુહબ્બતમાં વધારો થાય છે."

–હઝરત મૌલાના મુફતી અબ્દુલગની સાહબ રહિમહુલ્લાહ
પૂર્વ સદર મુફતી, દારુલ ઉલૂમ અશરફિયહ, રાંદેર

## આ કિતાબને સંપાદિત કરવાના કારણો

અમારા દાદાપીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાની કિતાબ 'ફુતૂહુલ્ હરમૈન' કિતાબ લખવાના જે કારણો રજૂ કરેલાં છે તે જ કારણો મારી આ કિતાબ 'દુર્રુલ્ હરમૈન'

લખવાના સમર્થનમાં પણ રજૂ કરું છે.

**પ્રથમ કારણ**

'કુતૂહુલ્ હરમૈન' કિતાબમાં પૃષ્ઠ : ૧૭ ઉપર લખ્યું છે કે :

‼ દરબારે ખુદા અને દરબારે રિસાલત પનાહ અલયહિસ્સલામથી કોઈ મુસ્લિમ ખાલી હાથ નથી આવતો. બધાંને તેની હૈસિયત પ્રમાણે અર્પણ કરવામાં આવે છે.

‼ પરંતુ કેટલીક વખતે કોઈ બંદા પર અલ્લાહનો ફઝલ અને નબીયે કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામની ઈનાયત અને બક્ષિશ એવી હોય છે જે તાલિબની હૈસિયત કરતાં અનેક દર્જે વધારે અને ઉમ્મીદ કરતાં ઉચ્ચતર હોય છે.

**સંપાદકની અરજ**

મારા નાના ભાઈ મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા સલ્લમહૂ સાથે પણ જે બનાવો બન્યા છે તે એમની હૈસિયત કરતાં અતિ વધારે ઉચ્ચતર અને ઉમ્મીદ કરતાં ઘણાં બુલંદતર છે.

એ જ કારણે :

‼ કેટલાક નાસમજ અને ઓછા ઈલ્મવાળા લોકો આ બનાવોથી ઘણાં હૈરત પામ્યા છે ! પરંતુ અગાઉના બુઝુર્ગોની કિતાબોમાં આ બનાવો કરતાં પણ ઘણાં ઉચ્ચતર અને અજીબોગરીબ બનાવો મોજૂદ છે. હૈરત પામનારા લોકો એ કિતાબો વાંચે, તો તેમની હૈરત, હૈરત ન રહેશે.

‼ કેટલાક શંકાશીલ લોકો, તપાસ અને પૂછપરછ કરવા વગર આ બનાવોનો બિલ્કુલ આંધળો ઈન્કાર કરે છે ! અને આ બનાવો જૂઠા હોવાનું બોહતાન લગાવે છે !

એવા લોકોના સંતાષ માટે જણાવું છું કે મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ મારા કરતાં લગભગ ૧૮ (અઢાર) વર્ષ નાના ભાઈ છે. એમનું પૂરું જીવન મારી નજર સમક્ષ વીત્યું છે. બાળપણથી જ તેઓ નેક, સાલિહ અને આબિદ છે. બાળપણથી એમને બુઝુર્ગોની ખિદમત કરવાનો જઝબહ છે.

એમના પર જે નવાઝિશો થઈ છે તે બુઝુર્ગોની ખિદમત અને તેમની દુઆઓ અને અલ્લાહ તઆલાના ફઝલો કરમ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખુસૂસી નિગાહે કરમથી થઈ છે.

ذٰلِکَ فَضۡلُ اللّٰہِ یُؤۡتِیۡہِ مَنۡ یَّشَآءُ وَاللّٰہُ ذُو الۡفَضۡلِ الۡعَظِیۡمِ

[એ અલ્લાહનો ફઝલ છે અને તે ચાહે તેને અર્પણ કરે છે
અને અલ્લાહ ઘણો મોટો ફઝલવાળો છે.]

બનાવ નંબર : ૩ માં આ વાત સ્પષ્ટ દર્શાવવામાં આવી છે કે મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ ફકત ત્રણ વર્ષની ઉંમરના નાના બાળક હતા ત્યારથી જ આપ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના પસંદીદહ અને મુન્તખબ નઝર છે.

એમનો ટૂંકો પરિચય પણ મારા આ નિવેદન પછી લખ્યો છે તેનાથી પણ વાચકોને એમના વ્યકિતત્વનો સાચો અંદાઝો થઈ જશે. ઈન્શાઅલ્લાહ.

એટલે એમની વાતોમાં સહેજ પણ શંકા કે જૂઠાણાની શકયતા નથી. એમને જૂઠા કહેવા એ એમના પર જૂઠો બોહતાન (આક્ષેપ) છે.

!! કેટલાક ઈર્ષા અને હસદ કરનારા લોકો, સાચી વાતોથી આંખો મીંચીને, લોકોમાં ગલત વાતો ફેલાવે છે. અલ્લાહ તઆલા એવા ઈર્ષાખોર લોકોને સહીહ સમજ આપે. દરેક ઝમાનામાં એવા લોકો

થતા આવ્યા છે. એ કોઈ નવાઈની વાત નથી.

**બીજું કારણ**

અમારા દાદાપીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિએ 'ફુતૂહુલ્ હરમૈન'માં પૃષ્ઠ : ૧૮ ઉપર લખ્યું છે કે :

- હઝરત શાહ અબ્દુલહક સાહબ મુહદ્દિષ રહિમહુલ્લાહુ અને
- હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ મુહદ્દિષ દહેલવી રહિમહુલ્લાહુ

જયારે હરમૈન શરીફૈન (મક્કા મુઅઝ્ઝમા અને મદીનહ મુનવ્વરહ) હાજર થયા ત્યારે તેમના પર જે ફઝલે ખુદા અને કરમે મુસ્તફા અલયહિસ્સલામ થયા તેના વિષે તેમણે લોકોના લાભ માટે કિતાબો લખી છે.

‼ હઝરત શાહ વલીયુલ્લાહ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ (બે કિતાબો) લખી છે :

(૧) 'ફુયૂઝુલ્ હરમૈન' અને

(૨) 'દુર્રુષ્ષમીન ફી મુબશ્શિરાતિ નબીય્યિલ્ અમીન'

‼ હઝરત અબ્દુલ હક સાહબ રહિમહુલ્લાહુએ આ કિતાબ લખી :

'જઝ્બુલ્ કુલૂબ ફી દયારિલ્ મહબૂબ'

આ કિતાબોના અને અન્ય બીજી કિતાબોના અવલોકનથી મા'લૂમ થયું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના મહેમાન ઝાઈરીન પર કેવી કેવી કૃપાઓ ફરમાવે છે !

**સંપાદકની અરજ**

આ નાચીઝ સંપાદક પાસે એવી જ બીજી બે કિતાબો છે :

[૧] 'યવાકીતુલ્ હરમૈન'નો ઉર્દૂ અનુવાદ 'હ–સ–નાતુલ્ હરમૈન'

- મજકૂર કિતાબમાં હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિના હજના સફરના બનાવો છે.
- એ કિતાબના સંપાદક હઝરત મુરવ્વિજુશ્ શરીઅત મુહમ્મદ ઉબૈદુલ્લાહ બિન હઝરત ખ્વાજા મુહમ્મદ મા'સૂમ રહમતુલ્લાહિ અલયહિ છે.

[૨] 'લતાઈફુલ્ મદીનહ'

- મજકૂર કિતાબમાં હઝરત ખ્વાજા મુહમ્મદ સઈદ સરહિંદી રહમતુલ્લાહિ અલયહિના હજના સફરના બનાવો છે.
- એ કિતાબનું સંપાદન આપના સાહબઝાદહ શૈખ અબ્દુલ અહદ 'વહદત' રહમતુલ્લાહિ અલયહિએ કરેલું છે.

હઝરત દાદાપીર રહિમહુલ્લાહુએ આગળ લખ્યું છે કે :

આ બુઝુર્ગોની કિતાબોના અવલોકન બા'દ મને પણ આ શોખ પૈદા થયો કે એમનું અનુસરણ કરીને, ફઝલે ખુદા અને કરમે મુસ્તફા અલયહિસ્સલાતુ વસ્સલામને હું પણ જાહેર કરું કે જેથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઉમ્મતી એ કિતાબ વાંચીને હજ્જે બયતુલ્લાહ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝહ (શરીફ)ની હાજરી માટે પ્રયાસો કરે અને મંઝિલે મકસૂદ પર પહોંચે, કારણ કે આપણે મુસલમાનોની અત્યારે જે કંઈ પડતી થઈ છે તે ઈમાનની કમઝોરી અને નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામની મુહબ્બત અને ઈત્તિબાઅ (અનુસરણ)માં કમીના કારણે થઈ છે અને એમાં અસલ ચીઝ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત છે. મુહબ્બત જ એક એવી ચીઝ છે કે મુશ્કિલમાં મુશ્કિલ કામને પણ મુશ્કિલ નથી સમજતી અને મુહબ્બત ન હોય તો દરેક આસાન કામ પણ મુશ્કિલ લાગે છે.

એની સાબિતીમાં હદીષ શરીફ મૌજૂદ છે.

અમીરુલ્ મુઅ્મિનીન હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ તઆલા અન્હુને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈર્શાદ ફરમાવે છે:

"હે ઉમર ! જયાં સુધી તમારા દિલમાં મારી મુહબ્બત તમારા મા, બાપ, ઔલાદ, માલ, જાન કરતાં વધારે ન થશે, તમારું ઈમાન કામિલ (પરિપૂર્ણ) ન થશે."

આપણે મુસલમાનો પોતાના ગરીબાનમાં (દિલમાં) ઝાંખીને જુએ કે આપણાં દિલોમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત વધારે છે કે મા, બાપ, ઔલાદ, માલ અને જાનની ? બલ્કે હું તો એ કહું છું કે આપણાં દોસ્તોની મુહબ્બત આપણાં દિલોમાં એટલી (વધારે) છે કે એટલી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની (મુહબ્બત) નથી !

એની સાબિતી આ છે કે :

આપણે કલાકોના કલાકો દોસ્તોની સુહબત (સંગત)માં વીતાવી દઈએ છીએ અને છતાં ભાર નથી લાગતો, પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર ૧૫ (પંદર) મિનિટ પણ દુરૂદ શરીફ પઢવું ભારે લાગે છે !

દોસ્તોની શિકલ અને સૂરત તેમજ આદતો જે શરીઅતના ખિલાફ હોય, તેની ઈત્તિબાઅ (અનુસરણ) કરીએ છીએ, પરંતુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તિબાઅ નથી કરતા !

તો રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બતનો દા'વો કરવો જૂઠાણું નથી તો શું છે ?

અલ્લાહ તઆલા ફરમાવે છે :

قُلْ اِنْ كُنْتُمْ تُحِبُّوْنَ اللّٰهَ فَاتَّبِعُوْنِیْ یُحْبِبْكُمُ اللّٰهُ

[હે રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
આપ લોકોને કહી દો કે :
જો તમને અલ્લાહ પાકની સાથે મુહબ્બત છે, તો મારી ઈત્તિબાઅ કરો, અલ્લાહ તઆલા તમારાથી મુહબ્બત કરશે.]

હકીકતમાં સાચી વાત એ જ છે કે, નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામની મુહબ્બતમાં જેટલા પ્રમાણમાં કમી થઈ છે, એટલા જ પ્રમાણમાં ઈમાનમાં કમઝોરી વધી છે અને એ જ પ્રમાણમાં ઈસ્લામની દરેક તરક્કી અને ઈઝ્ઝત તથા રાહતમાં કમી પૈદા થઈ છે.

હક તઆલાનો ઈર્શાદ છે :

وَلَا تَهِنُوْا وَلَا تَحْزَنُوْا وَاَنْتُمُ الْاَعْلَوْنَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِیْنَ

[અને તમે હિમ્મત ન હારો અને રંજ ન કરો અને ગાલિબ તમે જ રહેશો જો તમે પૂરા મુઅમિન છો.]

મેં આ કિતાબ એટલા માટે લખી છે કે, મુસલમાન એને વાંચીને પોતાના બેહતરીન રફીક અને શફીક, રઊફ અને રહીમ નબીએ કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામથી મુહબ્બત પૈદા કરે કે જેમની મુહબ્બત અને ઈનાયત તથા કરમની તસ્દીક હક તઆલા કુર્આને મજીદમાં ફરમાવે છે :

"હે ઈમાનવાળાઓ ! જેટલા પ્રમાણમાં તમે પોતાની જાનોને અઝીઝ (પ્રિય) રાખો છો એના કરતાં વધારે રસૂલે કરીમ અલયહિસ્સલાતુ વત્તસ્લીમ તમને અઝીઝ (પ્રિય) રાખે છે."

અનુભવ બતાવે છે કે જયાં સુધી તમે ખૂશહાલ છો, દરેક ગૈર

પણ તમારો દોસ્ત બનેલો છે અને નાદારી તથા મુફલિસીની હાલતમાં અઝીઝ (સ્નેહીજનો) પણ ગૈરો જેવા થઈ જાય છે.

પરંતુ રસૂલે કરીમ અલયહિસ્સલાતુ વસ્સલામ એવા સમયે પણ તમારા દોસ્ત રહે છે કે જયારે તમારા અઝીઝ (સ્નેહીઓ) અને દોસ્તો તમારાથી અલગ થઈ જાય છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ શાન છે :

مُحِبُّ الْفُقَرَاءِ وَالْغُرَبَاءِ وَالْمَسَاكِيْنَ

[આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફકીરોને, ગરીબોને અને મિસ્કીનોને ચાહનારા છે.]

**સંપાદકની અરજ**

હઝરત દાદાપીર રહમતુલ્લાહિ અલયહિએ ઉપર નકલ કરેલી વાત લખ્યાને લગભગ ૬૦ (સાંઠ) વર્ષનો લાંબો સમયગાળો વીતી ગયો છે. એ દરમિયાન મુસલમાનોના દિલોમાં ઈમાન અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત અને ઈત્તિબાઅમાં હજુ વધારે પડતી થઈ ચુકી છે, એટલે આ નાચીઝ સંપાદકના દિલમાં પ્રેરણા થઈ કે હું પણ આ બુઝુર્ગોની ઈત્તિબાઅ (અનુસરણ)માં મારા નાના ભાઈ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના બનાવો સંપાદિત કરું કે જેથી એને વાંચીને મુસલમાનોના દિલો ફરી પાછા મુહબ્બતે ખુદા અને મુહબ્બતે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ઝિંદા થઈ જાય.

**ત્રીજું કારણ**

હઝરત દાદા પીર રહમતુલ્લાહિ અલયહિએ 'ફુતૂહુલ્ હરમૈન'માં આગળ લખ્યું છે કે :

"આગળ ચાલીને હું હુઝૂર અલયહિસ્સલાતુ વસ્સલામની પોતાના ઉમ્મતી મહેમાનોના મહેમાન નવાઝીના અને ઈનાયત તથા કરમના અહેવાલ બયાન કરીશ, પરંતુ એ બયાનને :

‼ કોઈ મકર (છળ કપટ) અથવા ઉજબ (અહંકાર, અભિમાન) ખ્યાલ કરવામાં ન આવે; બલ્કે શુક્ર પ્રગટ કરવા માટે અને નેઅમતના શુક્ર માટે ખ્યાલ કરવામાં આવે કે જેથી કરીમોના કરમો (કૃપાઓ)ને સાંભળીને મદીનહવાળાની મુહબ્બત અને રોઝએ પાકની ઝિયારતનો શોખ વધે, જેના બદલામાં બન્ને જહાનમાં ખૂશ અને આબાદ રહે અને આ પડતીમાંથી નીકળીને ઉન્નતીના શીખરે પહોંચે.

**સંપાદકની અરજ**

વાચકોથી આ નાચીઝ સંપાદકની પણ એ જ વિનમ્ર અરજ છે જે ઉપર અમારા હઝરત દાદા પીર રહમતુલ્લાહિ અલયહિએ કરી છે.

**ચોથું કારણ**

અમારા હઝરત દાદા પીર રહિમહુલ્લાહુએ આગળ લખ્યું છે કે :

- મેં આ કિતાબ પોતે નથી લખી.
- નેઅમતે ઈલાહી જે મુજ ગુનેહગાર અને ખતાકાર પર થઈ તેને પણ જાહેર કરવાનો મારો ઈરાદો ન હતો.
- પરંતુ ગૈબથી વારંવાર તકાઝો થયો અને આ આયત શરીફની સદા કાનોમાં આવી :

وَاَمَّا بِنِعْمَةِ رَبِّكَ فَحَدِّثْ

[અને પોતાના પરવરદિગારની નેઅમતોનો ઝિક્ર કરો.]

- [ગૈબના આ તકાઝાના કારણે મેં આ કિતાબ લખી છે.]

**સંપાદકની અરજ**

આ કિતાબના બનાવો નંબર : ૧૨, ૩૩, ૪૮, ૬૨ માં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ઈશારાઓ અને ઈર્શાદોમાં સાફ શબ્દોમાં ફરમાવ્યું છે કે આ બનાવોને લોકોની સામે મૌખિક પણ અને લખીને કિતાબી શકલમાં પણ જાહેર કરવામાં આવે.

એ જ હુકમના પાલન માટે આ નાચીઝે આ કિતાબને સંપાદિત કરીને પ્રગટ કરી છે.

આ કિતાબના બનાવો નંબર : ૭, ૮ અને ૬૩ થી આ પણ સ્પષ્ટ થાય છે કે આ નાચીઝના લખાણ પર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નઝર રહી છે અને જયાં જરૂરત લાગી ત્યાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે લખાણમાં સુધારો, વધારો કે ફેરફાર કરવા બાબતમાં સૂચનાઓ પણ ફરમાવી છે; જે આ નાચીઝ સંપાદકની સઆદત છે.

**પાંચમું કારણ**

અમારા હઝરત દાદા પીર રહિમહુલ્લાહુએ આગળ લખ્યું છે કે :

આ વાત પણ નજર સામે છે કે :

હુઝૂર નબીએ કરીમ અલયહિસ્સલાતુ વત્તસ્લીમાતે ઈર્શાદ ફરમાવ્યો છે કે :

"જે શખ્સ મારા વિષે કોઈ અહેવાલ અથવા ખ્વાબ ગલત બયાન કરશે, તે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવશે."

અકલમંદ ઈન્સાન દુનિયાની બાબતોમાં પણ જૂઠું બોલવા ચાહતો નથી અને એને બૂરું સમજે છે, તો મુસલમાન હુઝૂર સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમના વિષે શું જૂઠું બોલશે ? !

**સંપાદકની અરજ**

આ નાચીઝ સંપાદક પણ વાચકોની ખિદમતમાં એ જ અરજ કરે છે જે ઉપર અમારા હઝરત દાદા પીર રહિમહુલ્લાહુએ કરી છે.

**છઠ્ઠું કારણ**

**સંપાદકની અરજ**

આ જોવામાં આવ્યું છે કે, મોટા ભાગના વિરોધીઓ આ બનાવોનો વિરોધ નથી કરતાં, પરંતુ તેમને વાંધો આ છે કે,

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ :

ન હાફિઝ કે કારી છે,
ન આલિમ કે ફાઝિલ છે,
ન તરીકતમાં તેમને કોઈ મકામ હાસિલ છે,

તો એવા આમ આદમી પર આ નિગાહે કરમ અને ઈનાયતો તથા નવાઝિશો થવી અક્કલના ખિલાફ છે.

તેમના સંતોષ માટે હું બે દલીલો નમૂના રૂપે રજૂ કરું છું.

**(૧) જુમ્અહના દિવસે ઈન્તિકાલ થવાની ફઝીલત**

'ફતાવા રહીમિય્યહ'માં છે કે :

"હદીષ શરીફથી સાબિત છે કે જુમ્અહના દિવસે કે રાત્રે વફાત પામનાર મુસલમાન મુન્કર અને નકીરના સવાલ અને જવાબથી મહફૂઝ (સુરક્ષિત) રહે છે."
['દુર્રે મુખ્તાર મઅશ્ શામી' જિલ્દ : ૧, સફા : ૭૯૮
બ હવાલા : 'ફતાવા રહીમિય્યહ' ઉર્દૂ, જિલ્દ : ૫, સફા : ૧૦૧]

જુમ્અહના દિવસે ઈન્તિકાલની આટલી મોટી ફઝીલતના કારણે આપણી સામાન્ય અક્કલ તો એમ કહે છે કે જુમ્અહના દિવસે તો ખૂબ બુલંદ મર્તબાવાળા બુઝુર્ગ અને ઔલિયાનો જ ઈન્તિકાલ થવો જોઈએ.

પરંતુ અવલોકન અને અનુભવ છે કે જુમ્અહના દિવસે ઈન્તિકાલ કરનારા મોટા ભાગના એવા આમ મુસલમાનો હોય છે જેમનામાં જાહેરી રીતે કોઈ બુલંદ અવસાફ કે આ'માલ જોવામાં આવતા નથી !

**એક મિષાલ**

મારા એક ખૂબ જ નજીકના સગાં અને વડીલ માત્ર જુમ્અહ અને ઈદની નમાઝ પઢતા હતા. એ સિવાય રોઝહ, નમાઝ, ઝિક્ર, તિલાવત... વગેરે પૈકી કોઈ અમલ ન હતો !

દાઢી પણ ન હતી !
પોષાક પણ શરઈ ન હતો !
રહેણી–કરણી પણ શરઈ ન હતી !

છતાં એમનો ઈન્તિકાલ ૧૭ મી રમઝાનના જુમ્અહના રોજ જંગે બદ્રના મહાન દિવસે થયો હતો. આ નાચીઝ પણ જનાઝહમાં અને દફનમાં શરીક હતો.

**(૨) હજ અદા કરી, મદીનહ મુનવ્વરહમાં આશૂરહના મહાન દિવસે ઈન્તિકાલ અને જન્નતુલ્ બકીઅમાં દફન!**

આ કિતાબમાં જ બનાવ નંબર : ૩૬ માં અમારા હજના એક સાથીની બીવીનો ઈન્તિકાલ હજ પઢીને ગુનાહોથી પાક–સાફ થવા બા'દ, મદીનહ મુનવ્વરહની મુકદ્દસ ધરતી પર, આશૂરહના મહાન

દિવસે થવાની અને જન્નતુલ્ બકીઅના મુબારક કબ્રસ્તાનમાં દફન થવાની સઆદતની વાત લખી છે.

આ એક એવી મહાન સઆદત છે જેની તમન્ના, આરઝૂ અને દુઆ મોટા મોટા અકાબિરીન કરતા રહે છે પરંતુ :

**જિસકો ચાહે નવાઝ દેતા હૈ,**
**તૂ હી નુક્તહ નવાઝ હૈ મૌલા.**

!!

પરંતુ આમ તૌર પર, આવા મોકા પર લોકો એ નથી કહેતા કે, "આવા સામાન્ય મુસલમાનને આ સઆદત અલ્લાહે શા માટે અતા ફરમાવી ? ! "

પરંતુ લોકો એ કહે છે કે,
"આ ઈન્તિકાલ પામનારના જરૂર કોઈ એવા છુપા બુલંદ અવસાફ અને આ'માલ હશે જેનાથી આપણે વાકિફ નથી, પરંતુ અલ્લાહ તઆલા બધું જ જાણે છે. તેણે એના આ છુપા અવસાફ અને આ'માલને કબૂલ ફરમાવીને તેને આ સઆદતથી નવાઝી લીધો છે."

!!

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂનો વિરોધ કરનારાઓ પણ જો એવું વિચારે કે :

એમનામાં જરૂર કોઈ એવા છુપા અવસાફ અને આ'માલ હશે, જેનાથી આપણે વાકિફ નથી, પરંતુ અલ્લાહ તઆલા બધું જ જાણે છે, એટલે એ અવસાફ અને આ'માલને પસંદ ફરમાવીને એમને પોતાની ઈનાયતોથી નવાઝી દીધાં છે.

આ પ્રકારનો વિચાર કરવાથી તેમનો વિરોધ આપોઆપ શમી જશે. ઈન્શાઅલ્લાહ.

وَمَا عَلَيْنَا اِلَّا الْبَلَاغُ

## દુઆ

અલ્લાહ તઆલાથી દુઆ છે કે આ કિતાબને કબૂલ ફરમાવીને મુસલમાનોને ફાયદો પહોંચાડે અને અમારા માટે નજાતનો ઝરીઓ બનાવે અને જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કામિલ (પરિપૂર્ણ) મુહબ્બત અતા ફરમાવે, જે ઈમાનનો કમાલ (પરિપૂર્ણતા) હાસિલ કરવાનો બેહતરીન ઝરીઓ છે.

وَمَا تَوْفِيْقِىْ اِلَّا بِاللّٰهِ

[તમામ તૌફીક અલ્લાહના તરફથી જ છે.]

رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ

હે અમારા પરવરદિગાર !
અમારા અમલોને કબૂલ ફરમાવો !
બેશક, આપ સાંભળનાર અને જાણનાર છો.

૨૧, જમાદિલ અવ્વલ, ૧૪૩૩
૩, એપ્રીલ, ૨૦૧૩
બુધવાર

દરબાને મદીનહનો શ્વાન,
**અબ્દુલકાદિર ફાતીવાલા**
(ગુફિરલહૂ)

بسم الله الرحمن الرحيم

ذٰلِکَ فَضْلُ اللّٰہِ یُؤْتِیْہِ مَنْ یَّشَآءُ
وَاللّٰہُ ذُوالْفَضْلِ الْعَظِیْمِ

(سورہ: جمعہ، آیت: ۴)

આ અલ્લાહ તઆલાનો ફઝલ છે, (તે) જેને ચાહે તેને અતા ફરમાવે, અને અલ્લાહ ઘણો જ ફઝલવાળો છે.

وَاَمَّا بِنِعْمَةِ رَبِّکَ فَحَدِّثْ

(سورہ: ضحیٰ، آیت: ۱۱)

અને પોતાના પરવરદિગારના ઉપકારનું
વર્ણન કરતા રહો.

# [૧]

## મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા સલ્લમહૂનો પરિચય

- મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા સલ્લમહૂ મારા નાના ભાઈ છે.
- આપનો જન્મ ઈ. સ. ૧૯૫૫ માં વલસાડ (ગુજરાત)માં થયો હતો.
- અત્યારે ઈ. સ. ૨૦૧૩ માં આપની ઉંમર લગભગ ૫૮ (અઠ્ઠાવન) વર્ષ છે.
- વાલિદનું નામ મુહમ્મદભાઈ અને વાલિદહનું નામ સારાબીબી હતું.
- દાદાનું નામ ફકીરભાઈ ફાતીવાલા (ચામડિયા) હતું.
- આપની દીની તા'લીમ નાઝરા સુધી છે.
- આપની દુન્યવી તા'લીમ એસ. એસ. સી. સુધી છે.
- આપનો વ્યવસાય અગરબત્તી અને અત્તર વેચવાનો છે. પરંતુ સ્વભાવે ખૂબ જ સંતોષી હોવાથી, જીવન નિર્વાહ પૂરતી હલાલ રોઝી મળી જાય એટલો જ સમય ધંધામાં વીતાવે છે. બાકીનો દિવસ–રાતનો મોટો સમય કુર્આન શરીફની તિલાવત, દુરૂદ શરીફનો ઝિક્ર, ઈસ્તિગ્ફાર, અન્ય મઅમૂલાત, નવાફિલ તેમજ કબ્રસ્તાનની દરરોજ નિયમિત મુલાકાતમાં વિતાવે છે.
- આપની પત્નીનું નામ નૂરજહાન છે.
- આપની પુત્રીનું નામ સુરૈયા છે. ઉંમર ૧૮ વર્ષ છે.
- આપના પુત્રનું નામ આમિર છે. ઉંમર ૧૫ વર્ષ છે.
- મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા સલ્લમહૂ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિથી ઈ. સ. ૧૯૭૦ માં માત્ર પંદર વર્ષની ઉંમરે બયઅત થયા હતા.

- આપ ખૂબ જ ખિદમત ગુઝાર છે. મહોલ્લામાંથી, ગામમાંથી, મુસ્લિમ કે ગૈર મુસ્લિમ કોઈ પણ આપને કંઈ પણ કામ સોંપે તો કદી ના પાડતા નથી. દરેકની હસતા મુખે સેવા કરે છે. એટલે આપ ખૂબ જ લોકપ્રિય વ્યક્તિ છે. લોકો આપને ખૂબ ચાહે છે.
- હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિ જયારે પણ વલસાડ તશરીફ લાવતા ત્યારે મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ સતત મિનિટે મિનિટ આપની ખિદમતમાં હાજર રહેતા. રાતે ઉમર ફળીયા મસ્જિદના માળ ઉપર હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિ આરામ ફરમાવતા તો મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ પણ રાતે ત્યાં જ સૂતા અને આખી રાત હઝરત સાહબ રહિમહુલ્લાહુની ખિદમત માટે સાવધાન રહેતા.
- અત્યારે હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત બરકાતુહુમની પણ આપ એવી જ ખિદમત કરતા રહે છે.
- ઈ. સ. ૧૯૯૭ માં પત્ની સાથે પ્રથમ હજ કરી હતી.
- ગયા મે–૨૦૧૨ માં આપે સહકુટુંબ ઉમરહ કરવાની સઆદત હાસિલ કરી હતી.
- ઓકટોબર–૨૦૧૨ માં આપે સજોડે બીજી હજ કરી છે.

આ નાચીઝ સંપાદક પણ મજકૂર હજમાં આપની સાથે સજોડે શરીક હતો. આ નાચીઝની સજોડે ત્રીજી હજ હતી.

### મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના બનાવો

- તા. ૮, રમઝાનુલ્ મુબારક, ૧૪૩૩ હિજરીસન મુતાબિક ૨૯, જૂલાઈ, ૨૦૧૨ ઈસ્વીસન, રવિવારના દિવસે હમારા શયૂખ હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી દામત્ બરકાતુહુમ વલસાડ તશરીફ લાવ્યા.

- એ જ દિવસે રાત્રે ઈશા અને તરાવીહ બા'દ, અમારા ભાણેજ શબ્બીર અહમદ ફાતીવાલાના મકાનમાં પહેલા માળે અમે ત્રણ વ્યક્તિઓ :

(૧) હઝરત સાહબ દામત્ બરકાતુહુમ
(૨) આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિર ફાતીવાલા અને
(૩) મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા સલ્લમહૂ

ની એક ખુસૂસી, ખાનગી મજલિસ થઈ. જેમાં લગભગ સહરી સુધી વાતો થઈ.

- આ મજલિસમાં મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ પોતાના બનાવો વિગતવાર કહી સંભળાવ્યા.
- એ બનાવોમાંથી કેટલાક બનાવો આથી પહેલાં પણ આ નાચીઝ સંપાદકને તેમણે કહ્યા હતા, જેમાંથી એક બનાવ આ નાચીઝે લખ્યો હતો અને તેમાંથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક શબ્દ રદ કરાવ્યો હતો, જેની વિગતો બનાવ નંબર : ૭ માં લખી છે.
- બીજા કેટલાક બનાવો એવા છે જે મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આ મજલિસમાં પ્રથમ વખત જ કહી સંભળાવ્યા છે.
- તે પછી ઓકટોબર, નવેમ્બર–૨૦૧૨ ના હજના સફરમાં આ નાચીઝ સંપાદક પણ એમનો હમસફર હતો અને અમારો ઉતારો એક જ હોટલમાં એક જ કમરામાં હતો.
- હજના સંપૂર્ણ સફરમાં દરરોજ આપ પોતાના બનાવો આ નાચીઝને સંભળાવીને લખાવતા રહેતા હતા.
- હઝરત ખિઝર અલયહિસ્સલામનો બનાવ (નં. : ૩૦) હઝરત ખિઝર અલયહિસ્સલામના હુકમથી તે જ દિવસે અમે બન્ને ભાઈઓએ :
  - હમારા હઝરત સાહબ દામત્ બરકાતુહુમને અને
  - હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ ઈલાહાબાદી દામત્ બરકાતુહુમને મોબાઈલ પર કહી સંભળાવ્યો હતો.

- બીજા બનાવો કોઈને પણ ફોન પર બતાવવાની ઈજાઝત ન હતી, એટલે હજથી વતન વાપસી બા'દ રૂબરૂ મળનારાઓને તેમની તલબ પ્રમાણે બતાવવામાં આવ્યા.
- હવે એ તમામ બનાવોને સંપાદિત કરીને, વાચકોની સેવામાં રજૂ કર્યા છે.

## લાંબું જીવન મળવાના અને તે પછીના બનાવો

### [૧]

### લાંબું જીવન મળવાનો બનાવ

**મગજની બીમારીનો હુમલો અને બેભાન અવસ્થા**

- તારીખ : ૨૦, શા'બાન, ૧૪૩૧ મુતાબિક ૨, ઓગષ્ટ, ૨૦૧૦, સોમવાર, સમય : બપોરે ૧ : ૫૦
- સ્થળ : જુમ્અહ મસ્જિદ, મોટા બજાર, વલસાડ

મુહતરમ શૌકતભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

- રાબેતા મુજબ હું અગરબત્તી વેચવા માટે ફેરી ફરીને બપોરે ૧ : ૫૦ કલાકે ઝોહરની નમાઝ માટે જુમ્અહ મસ્જિદ, મોટા બઝાર, વલસાડમાં આવ્યો અને હોઝની બેઠક ઉપર બેસી વુઝૂ કરવાનું શરૂ કર્યું.
- વુઝૂ કરતાં કરતાં અચાનક મારા મગજ પર કોઈ બીમારીનો હુમલો થયો અને હું દૂર ફેંકાઈ ગયો અને બેભાન થઈ ગયો.
- લોકો ભેગા થઈ ગયા અને મને ઘરે લઈ ગયા. મારા મામાના દીકરા

ડોકટર મુબારક ફાતીવાલાને બોલાવ્યા. તેણે લગભગ મરણ પામ્યાનું નિદાન કર્યું પરંતુ મારા હાર્ટને મસાજ વગેરે કરવાનું ચાલુ કર્યું.

**નૂરાની દુનિયાનો નઝારો**

મુહતરમ શૌકતભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે :

- બીજી બાજુ મેં મને કોઈ નૂરાની દુનિયામાં જોયો. મેં જોયું કે :
  - મારી જમણી તરફ મારા પીરો મુરશિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ અને જનાબ હાફિઝ અબ્દુલ ગફૂર ચાચા મનીઆર રહમતુલ્લાહિ અલયહિ બેઠા છે અને તે પછી એક લાંબી કતારમાં અમારા ફાતીવાલા ખાનદાનના તમામ મર્હૂમ મરદો અને બાળકો બેઠા છે. જાણે તેઓ બધાં મને આવકારવા માટે આવ્યા છે.
  - મારી ડાબી તરફ લાંબી કતારમાં અમારા ખાનદાનની તમામ મર્હૂમા ઔરતો અને બાલિકાઓ બેઠી છે.
- એટલામાં મેં જોયું કે મલકુલ મૌત હઝરત ઈઝરાઈલ અલયહિસ્સલામ ફરિશ્તાઓની એક જમાઅત સાથે તશરીફ લાવ્યા. ચો તરફ ખૂશ્બૂ ફેલાઈ ગઈ. દરેકના હાથમાં રંગ–બેરંગી રૂમાલ હતા. એક ફરિશ્તાએ મને સલામ કરી. મેં જવાબ આપ્યો. તેઓ ખૂશ થયા.
- જયારે હઝરત ઈઝરાઈલ અલયહિસ્સલામે મારી રૂહ કબ્ઝ કરવા માટે મારા સીના તરફ પોતાનો હાથ લંબાવ્યો ત્યારે એક અત્યંત નૂરાની અને ખૂશ્બૂદાર હાથ વચમાં આવી ગયો અને તેમને મારી રૂહ કબ્ઝ કરવાથી રોકી લીધા અને મારી ઉમ્ર દરાઝી (લાંબી ઝિંદગી) માટે અલ્લાહ તઆલાને દુઆ ફરમાવી.
- અલ્લાહ તઆલાએ દુઆ કબૂલ ફરમાવી એટલે હઝરત ઈઝરાઈલ અલયહિસ્સલામ ફરિશ્તાઓની જમાઅત સાથે આસમાન તરફ

પાછા પ્રયાણ કરી ગયા.

- અમારા ખાનદાનના તમામ મર્હૂમો પણ ઊભા થઈ ગયા અને ખૂબ જ આનંદિત થઈને પાછા રવાના થઈ ગયા.
- મજકૂર નૂરાની, ખૂશ્બૂદાર હાથ કોનો હતો અને કોણે મારી ઉમ્રદરાઝી (લાંબી જિંદગી) માટે દુઆ કરી હતી તે હું ત્યારે જાણી શકયો ન હતો.

## બેભાન અવસ્થા દૂર થઈ ગઈ

મુહતરમ શૌકતભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે :

- મારી બેભાન અવસ્થા દૂર થઈ અને હું ભાનમાં આવ્યો. ડોકટર મુબારક મારા સીનાને મસાજ કરતા હતા. ડોકટર તેમજ બીજા બધાં એવું સમજયા કે મસાજના કારણે મારું હાર્ટ ફરીથી ચાલુ થઈ ગયું છે !
- તે પછી મને વલસાડના મશહૂરM.D. ડોકટર ઉદય દેસાઈના દવાખાને લઈ ગયા. ડોકટરે મને તપાસ્યો. મારી જીભ ચાર–પાંચ જગાએથી કપાઈ ગઈ હતી. પુષ્કળ લોહી વહી ગયું હતું. જીભમાં કાપાઓ પડી ગયા હતા. બે દાંતો પણ તૂટી ગયા હતા.

## ડોક્ટર ઉદય દેસાઈનો અભિપ્રાય

- ડોકટર ઉદયે કહ્યું કે આ ઈશ્વરનો મહાન ચમત્કાર લાગે છે. તેણે જ આ લાંબું જીવન આપ્યું છે. આ કહેતી વખતે ડોકટર ઉદયની આંખમાં પણ આંસૂઓ આવી ગયા હતા.
- ડોકટર ઉદયે કહ્યું કે કપાયેલી જીભ ૨૫ દિવસ પછી આપો આપ સંધાઈ જશે અને ત્યાર પછી એમાં છ મહિના પછી સ્વાદ પારખવાની શકિત આવશે. અને ખરેખર ડોકટર ઉદયના કહેવા પ્રમાણે જ થયું.
- ડોકટર ઉદયે એક ગોળી (ટેબલેટ) લખી આપી જે રાતે ૧૦ વાગ્યા પછી દરરોજ અખંડિત, સતત લેવાની છે. એ ગોળી હું નિયમિત લેતો

રહું છું. આ બનાવને લગભગ બે વર્ષ થઈ ગયા છે પરંતુ હવે અલ્લાહ તઆલાના ફઝલો કરમથી અને બુઝુર્ગોની દુઆથી કોઈ તકલીફ નથી.

## [૨]

## ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા અને લાંબું જીવન મળવાનું રહસ્ય જણવ્યું

● તારીખ : ૬, રબીઉલ આખર (ષાની), ૧૪૩૨ હિજરીસન મુતાબિક
૧૨, માર્ચ, ૨૦૧૧, શનિવાર

● સમય : રાતે લગભગ ૨ : ૩૦ કલાકે.

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

● એ રાતે મારા મકાનમાં હું સૂતો હતો ત્યારે લગભગ ૨ : ૩૦ કલાકે ઊંઘમાં (ખ્વાબમાં) કોઈ બુઝુર્ગે મારું માથું દબાવ્યું એટલે હું ખ્વાબમાં જ એકદમ બેઠો થઈ ગયો.

● માથું દબાવનાર હઝરત તરત જ મારી સામે આવીને બેસી ગયા.

● ખૂબ જ નૂરાની અને ખૂશ્બૂદાર બદન હતું. લગભગ સાત મહિના પહેલાં બનેલા પ્રથમ બનાવ વખતે હઝરત ઈઝરાઈલ અલયહિસ્સલામને મારી રૂહ કબ્ઝ કરવાથી રોકનાર નૂરાની હાથમાંથી જે ખૂશ્બૂ આવી હતી તે જ ખૂશ્બૂ અત્યારે પણ આવતી હતી એટલે હું સમજી ગયો કે આપ તે જ બુઝુર્ગ છે.

● આપ હઝરતે મને ફરમાવ્યું કે,

“બેટા ! ગભરાઈશ નહિ ! હું અલ્લાહનો રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છું. તે દિવસે હાથ આડો કરીને ઈઝરાઈલ અલયહિસ્સલામને તમારી રૂહ કબ્ઝ કરવાથી મેં જ અટકાવ્યા હતા

અને મેં જ તમારા લાંબા જીવન માટે અલ્લાહ તઆલાથી દુઆ અને સિફારિશ કરી હતી. તમને લાંબું જીવન આપવા માટેનું કારણ અને રહસ્ય ગુપ્ત રાખવાની શરતે અલ્લાહ તઆલાએ મારી સિફારિશ સ્વીકારી હતી. મેં એ શરત કબૂલ કરી હતી અને તમને લાંબું જીવન આપવામાં આવ્યું હતું."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

"આ વાત કરતી વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આંખોમાંથી આંસૂઓ ટપકયા હતા જેને મેં મારા હાથોમાં ઝીલી લઈને મારા ચહેરા ઉપર ચોપડી દીધાં હતા."

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે,

"બેટા ! આજની આ વાતો આજે (શનિવારે) અસરની નમાઝ બા'દ મસ્જિદે અકસા (મોટા ઘાંચીવાડ, વલસાડ)માં તમારા મોટા ભાઈ અબ્દુલકાદિરભાઈને એકાંતમાં કહેશો. તે પહેલા કહેશો નહિ.

તેમને (અબ્દુલકાદિરભાઈને) અને તમારા તમામ ખાનદાનવાળાઓને (જેમની રૂબરૂ મુલાકાત થાય ત્યારે જ) રૂબરૂ મારા સલામ કહેશો.

તમારા હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી મુજદ્દિદીને પણ રૂબરૂ મળો ત્યારે મારા સલામ કહેશો.

ફોન ઉપર કોઈને પણ આ વાત કે મારા સલામ કહેશો નહિ."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ એ પણ જણાવ્યું કે,

"તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લઈ ગયા. મારા બદનમાંથી અને મકાનમાંથી એટલી ભારે ખૂશ્બૂ આવતી હતી કે મારા ઘરવાળાઓ પણ નવાઈ પામી ગયા કે આ ખૂશ્બૂ કયાંથી આવે છે ? એ ખૂશ્બૂ શનિવારે બપોર સુધી રહી.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમ પ્રમાણે મજકૂર ખ્વાબની વાત શનિવારે સાંજે અસરની નમાઝ બા'દ વલસાડમાં મસ્જિદે અકસામાં એકાંતમાં મેં અબ્દુલકાદિરભાઈને કહી હતી.

## [3]

## અજમેર શરીફમાં હઝરત ખ્વાજા સાહબ રહિમહુલ્લાહુની જાગતામાં જાહેરી આંખોથી ઝિયારત અને વાતચીત

### અજમેર શરીફમાં રાત્રે ઔલિયા મસ્જિદમાં ઈબાદત

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

અમે ફેમીલી સાથે ઓકટોબર–૨૦૧૧ ના અંતિમ દિવસોમાં અજમેર શરીફ ગયા. મેં અમારા મેઝબાન અને મઝાર શરીફના ખાદિમ મુહતરમ સરદાર અનવર હુસૈન કાઝમી ચિશ્તી સાહબ દામત્ બરકાતુહુમને ૨૯, ઝીકઅદહ, ૧૪૩૨ હિજરીસન મુતાબિક તા. ૨૮–૧૦–૨૦૧૧, જુમ્અહની રાતે વિનંતી કરી કે,

"મારે આજે રાતે રોઝા શરીફની મસ્જિદમાં ઈબાદત કરવી છે."

આપે જણાવ્યું કે,

"રાતે રોઝા શરીફના ફરતેના તમામ દરવાજાઓ બંધ કરી દેવામાં આવે છે અને કોઈને ત્યાં બેસવા દેતા નથી પરંતુ તમને એક ઉપાય બતાઉં છું તે પ્રમાણે કરજો.

- રાતે ઈશાની નમાઝ બા'દ ઔલિયા મસ્જિદમાં બેસી જશો. રાતે સાડા બાર વાગે બે માણસો ત્યાં આવશે અને તમને ખૂબ ધમકાવશે તો તમે મસ્જિદમાંથી નીકળીને બહાર મારી ગાદી ઉપર જઈને બેસી જશો.

● તે પછી ત્યાં રાતે દોઢ વાગે બીજા બે માણસો આવશે. તેઓ પણ તમને ખૂબ ધમકાવશે તો તમે મારું નામ આપશો અને કહેશો કે હું એમનો મહેમાન છું. અને અહીં ઈબાદત માટે આવ્યો છું. તમારે ખાતરી કરવી હોય તો આ મોબાઈલ નંબર ઉપર તેમને ફોન કરો."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે,

મેં બન્ને વખત એ જ પ્રમાણે કર્યું. એ માણસો આપનું નામ સાંભળીને ચાલ્યા ગયા. તે પછી રાતે ૧.૩૦ કલાકે હું ફરીથી ઔલિયા મસ્જિદમાં આવીને બેસી ગયો અને આંખો મીંચીને ઝિક્ર (દુરૂદ શરીફ)માં મશગૂલ થઈ ગયો.

**હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિ તશરીફ લાવ્યા**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે :

રાતે લગભગ ૩ (ત્રણ) કલાકે મને કોઈએ કહ્યું કે,

"બેટા ! આંખો ખોલો !"

મેં આંખો ખોલી અને સલામ કરી, તો મારી સલામનો જવાબ આપીને ફરમાવ્યું કે,

"બેટા ! ગભરાશો નહિ ! હું અત્યારે જ તમને મારી ઓળખ આપું છું. જેમણે (અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે) તમને લાંબું જીવન આપવા માટે અલ્લાહ તઆલાથી દુઆ અને શિફારિશ કરી હતી અને અલ્લાહ તઆલાએ આપને લાંબી જિંદગી બખ્શી હતી અને હિન્દુસ્તાન જેમને આવવાનો હુકમ ફરમાવ્યો હતો તે હું ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી છું."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

"આપ હઝરતની આંખોમાંથી આંસૂઓ ટપકયા જેને મેં મારા હાથોમાં ઝીલી લીધા અને મારા મોઢા ઉપર ચોપડી લીધા. મારા આ વર્તનથી આપ ઘણાં ખૂશ થઈ ગયા."

પછી આપ રહમતુલ્લાહિ અલયહિએ ફરમાવ્યું કે,

મને આજે અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મદીનહ મુનવ્વરહ બોલાવીને ફરમાવ્યું કે,

"આજે મારો બેટો (શૌકત હુસૈન ફાતીવાલા) મારા દર પર આવનાર હતો પરંતુ એક માણસે અંગ્રેજ જેવી ચાલ ચાલવાના કારણે એ અહીં (મદીનહ મુનવ્વરહ) આવી શકયો નથી પરંતુ તમારા દર પર (અજમેર) આવ્યો છે. તમે એમને મળો, એમને મારા સલામ કહો અને જેવી રીતે મેં એને મારો બેટો બનાવ્યો છે તેવી રીતે તમે પણ એને તમારો બેટો બનાવી લો."

**અજમેર શરીફમાં ભોંયરામાં અસલ મઝાર શરીફ પાસે સત્તાવીસ વર્ષ પહેલાં રાતે જે ઈબાદત કરેલી તે વાત હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહિમહુલ્લાહુએ યાદ ફરમાવી**

તે પછી મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ ફરમાવ્યું કે :

હઝરત ખ્વાજા સાહબ રહિમહુલ્લાહુએ મને ફરમાવ્યું કે,

"બેટા ! આજથી સત્તાવીસ વર્ષ પહેલાં (નવેમ્બર, ઈસ્વીસન ૧૯૮૫ માં) તમે (અબ્દુલકાદિરભાઈ સાથે) બસ લઈને પૂરા ફાતીવાલા ખાનદાન સાથે અહીં અજમેર આવ્યા હતા ત્યારે વલસાડથી બસ ઉપડવાના એક કલાક પહેલાં મોટા તાઈવાડ, વલસાડના એક શખ્સે તમને કહ્યું હતું કે તમે અજમેર શરીફ

જાઓ છો તો ત્યાં હઝરત ખ્વાજા સાહબની અસલ કબર (ભોંયરામાં છે) ત્યાં જવાની કોશિશ કરશો અને ખાદિમને એ માટે કહેશો તો ઈન્શાઅલ્લાહ તમારું કામ થઈ જશે.

તમે જયારે (ઈસ્વીસન ૧૯૮૫ માં) અજમેર આવ્યા હતા ત્યારે તમે એ પ્રમાણે અમારા ખાદિમને વાત કરી હતી. પ્રથમ તો તેમણે તમને ધમકાવ્યા હતા પરંતુ તે પછી તમને વ્યવસ્થા કરી આપી હતી.

ખાદિમ તમને મળસ્કે સાડા ત્રણ વાગે ભોંયરામાં મારા અસલ મઝાર પાસે લાવ્યા હતા. એક ફાનસ રોશની માટે લાવ્યા હતા. અને કિટલીમાં વગર દૂધની મદીનહ શરીફના ફુદીનાવાળી ચા અને કપ તથા કુર્આન શરીફ આપીને કહ્યું કે તમે અહીં તિલાવત અને ઝિક્ર કરો હું તમને ફજરની અઝાનની ૧૫–૨૦ મિનિટ પહેલાં લેવા માટે અહીં પાછો આવીશ.''

હઝરત ખ્વાજા સાહબ રહિમહુલ્લાહુએ આગળ ફરમાવ્યું કે,

''તે દિવસે હું તમને મારી ઝિયારત કરાવનાર હતો પરંતુ અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન હતું કે,

''મારો બેટો એકલો છે. ઉંમર નાની છે. ડરી જશે. માટે ઝિયારત કરાવશો નહિ પરંતુ જયારે મોકો આવશે ત્યારે હું તમને જણાવીશ.'

એટલે તે દિવસે મેં તમને ઝિયારત કરાવી ન હતી પરંતુ તમારી ફરતે તમારી હિફાઝત માટે ફરતો હતો. તમને પણ કોઈ ત્યાં હાજર હોવાનો એહસાસ થતો હતો.

બીજા દિવસે પણ તમે એ જ પ્રમાણે અહીં આવ્યા હતા અને તિલાવત તથા ઝિક્રમાં મશગૂલ થયા હતા. પરંતુ મેં તમને મારી

ઝિયારત કરાવી ન હતી.

**હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બાળપણથી આપ પર નઝરે કરમ છે પરંતુ આજે ઝિયારત કરાવવાનો હુકમ થયો છે**

આજે એ મોકો આવ્યો છે. મને મદીનહ મુનવ્વરહ બોલાવીને અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"આજે મારો બેટો તમારા દર પર આવ્યો છે. તેને તમારી ઝિયારત કરાવો અને તમે પણ એને તમારો બેટો બનાવો."

એટલે આજથી તમે મારા પણ બેટા છો.

**સાડા ત્રણ વર્ષની ઉંમરે તમારા દાદા ફકીરભાઈ ચામડિયા (ફાતીવાલા) તમારી આંગળી પકડીને મસ્જિદમાં નમાઝ પઢવા લઈ ગયા હતા**

તમે જયારે સાડા ત્રણ વર્ષના બાળક હતા, અને તમારા દાદા ફકીરભાઈ ચામડીયા (ફાતીવાલા) તમારી આંગળી પકડીને તમને પહેલી નમાઝ માટે ઉમર ફળિયા મસ્જિદ (મોટા તાઈવાડ, વલસાડ) લઈ ગયા હતા તે જ દિવસથી અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તમારા પર નિગાહે કરમ છે.

**દસ મિનિટ સુધી બાતિની તવજ્જુહ ફરમાવી**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે,

તે પછી લગભગ ૧૦ મિનિટ સુધી અમે એક બીજાને જોતા રહ્યા. આપના બદનમાંથી મારા બદન તરફ નૂર વહેતું હતું.

તે પછી આપ રહિમહુલ્લાહુ અને હું ઊભા થઈ ગયા.

આપ રહમતુલ્લાહિ અલયહિએ મારી સાથે મુઆનકહ કર્યો.

મારી પેશાની અને બન્ને ગાલો ઉપર બોસો આપ્યો.

તે પછી મુલાકાત કરી.

**આ વ્યક્તિઓને મારા સલામ કહેશો**

તે પછી ફરમાવ્યું કે :

"બેટા ! તમારા મોટા ભાઈ અબ્દુલકાદિરભાઈને મારા સલામ, તમારા ઘરવાળાઓને મારા સલામ,
તમારા પૂરા (ફાતીવાલા) ખાનદાનવાળાઓને મારા સલામ અને
તમને ચાહનારાઓને મારા સલામ અને
મૌલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી મુજદ્દિદીને
મારા સલામ કહેશો.

**આજથી તમે મારા પણ બેટા છો.**
**મારી પણ તમારા પર નઝર રહેશે**

તે પછી ફરમાવ્યું કે :

બેટા ! હવે હું જાઉં છું. ચિંતા ન કરશો. મેં પણ તમને અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમથી આજથી મારો બેટો બનાવી લીધો છે અને મારી પણ તમારા પર નઝર રહેશે."

તે પછી રવાના થયા. જતાં, જતાં દૂરથી બે–ત્રણ વખત મારા તરફ નઝર કરી અને પછી ગલીમાં અદશ્ય થઈ ગયા.

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ જણાવ્યું કે,
મારા બદનમાંથી પુષ્કળ ખૂશ્બૂ ચો તરફ ફેલાતી હતી. ફજરની

નમાઝ માટે આવનારા નમાઝીઓ પણ એ ખૂશ્બૂથી ખૂબ નવાઈ પામ્યા હતા અને ખૂશ્બૂ કયાંથી આવે છે તેની ચર્ચા કરતા હતા. પરંતુ થોડા સમય પછી એ વાત તેમને ભૂલાવી દેવામાં આવી.

## [૪]

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહિમહુલ્લાહુ અમારી મર્હૂમા વાલિદહની કુર્આનખ્વાનીમાં વલસાડ તશરીફ લાવ્યા

તારીખ : ૨૨, જમાદિલ અવ્વલ, ૧૪૩૩ હિજરીસન મુતાબિક
૧૫, એપ્રીલ, ૨૦૧૨, રવિવાર
સ્થળ : વલસાડ, મોટા ઘાંચીવાડ, મસ્જિદે અકસા
સમય : સવારે ૧૦.૩૦ કલાક.

### મુહતરમહ વાલિદહનો ઈન્તિકાલ અને કુર્આનખ્વાની

અમારા વાલિદહ સાહિબહ મુહતરમહ સારાબીબીનો ૧૯, રબીઉલ આખર, ૧૪૩૩ હિજરીસન મુતાબિક ૧૩, માર્ચ, ૨૦૧૨ ના મંગળવારના રોજ સવારે ૧૧.૩૦ કલાકે, લગભગ ૯૦ (નેવું) વર્ષની ઉંમરે વલસાડમાં ઈન્તિકાલ થઈ ગયો હતો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

મર્હૂમહ મુહતરમહ વાલિદહ સાહિબહના ઈસાલે સવાબ માટે ૨૨, જમાદિલ અવ્વલ, ૧૪૩૩ હિજરીસન મુતાબિક તા. ૧૫ મી એપ્રીલ, ૨૦૧૨, રવિવારે સવારે ૧૦.૩૦ કલાકે મસ્જિદે અકસા, મોટા ઘાંચીવાડ, વલસાડમાં કુર્આનખ્વાની રાખી હતી.

## કુર્આનખ્વાનીમાં બન્ને હઝરાત તશરીફ લાવ્યા

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

- કુર્આનખ્વાની વખતે મને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મખ્સૂસ ખૂશ્બૂ આવી એટલે મેં આમ તેમ જોયું.
- તમે (અબ્દુલકાદિરભાઈ) મારી સામેની તરફ થોડે દૂર બેઠા હતા અને કુર્આનખ્વાનીમાં મશ્ગૂલ હતા.
- મેં જોયું કે તમારી જમણી બાજુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ ફરમાવેલ છે. અને
- તમારી ડાબી બાજુ હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ તશરીફ ફરમાવેલ છે.
- મારી નઝર બન્ને બુઝુર્ગોથી મળી ત્યારે બન્ને બુઝુર્ગોએ હાથ ઊંચો કરીને મને ઈશારો કર્યો.
- કુર્આનખ્વાની બા'દ મેં બન્ને મુકદસ હસ્તીઓની મુલાકાત કરી.
- મસ્જિદમાંથી બહાર નીકળતી વખતે બન્ને હઝરાતે શીરીની પણ કબૂલ ફરમાવી.
- મસ્જિદના મુખ્ય દરવાજા આગળ મારા ભત્રીજા ઈનાયત ફાતીવાલાની મુલાકાત કરી.

## તમારું કબ્રસ્તાન ખૂબ રોશન છે

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

મેં અરજ કરી કે,

"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
અમારા (ઘાંચીવાડના) કબ્રસ્તાને તશરીફ લઈ ચાલો ! "

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"અમે (કુર્આનખ્વાનીમાં આવવા) પહેલાં જ પ્રથમ ત્યાં (કબ્રસ્તાન) જઈને આવ્યા છીએ.
તમારું કબ્રસ્તાન ખૂબ રોશન છે.
તમારા ખાનદાનવાળા તમામ મર્હૂમો ખૂબ ખૂશ છે.
તમારાથી બધાં ઘણાં ખૂશ છે."

**ફાતીવાલા ખાનદાનના દરેક ઘરની મુલાકાત કરી**

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ ફરમાવ્યું કે,

- "હવે અમે વલસાડમાં તમારા (ફાતીવાલા) ખાનદાનના દરેક ઘરની મુલાકાત માટે જઈએ છીએ.
- પ્રથમ તમારા ખાનદાનના મોટા ઘરે જઈશુંઅને તે પછી બીજા ઘરોની મુલાકાત લઈશું."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ અમને આગળ કહ્યું કે,

- તે પછી બન્ને હઝરાત સૌથી પ્રથમ અબ્દુલકાદિરભાઈના ઘરે તશરીફ લઈ ગયા. હું બહાર જ થોભી ગયો. ત્યાં ઘરમાં લગભગ ૨૦ (વીસ) મિનિટ રોકાયા. તે પછી બહાર તશરીફ લાવ્યા.

**સંપાદકની અરજ :**

હું જે મકાનમાં રહું છું તેમાં મારા મર્હૂમ મુહતરમ દાદા સાહબ ફકીરભાઈ ફાતીવાલા (ચામડીયા) રહેતા હતા. અહીં જ ઈસ્વીસન ૧૯૭૦ માં આપનો ઈન્તિકાલ પણ થયો હતો. કદાચ એ નિસ્બતના કારણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ નાચીઝના ઘરને ફાતીવાલા ખાનદાનનું મોટું ઘર કહ્યું હશે એવું મારું નમ્ર અનુમાન છે.

– અબ્દુલકાદિર ફાતીવાલા

તે પછી (મોટા ઘાંચીવાડ, જિન્નાહ રોડ પર આવેલા) ફાતીવાલા

ખાનદાનના નીચેના દરેક ઘરની ૧૦–૧૦ મિનિટ મુલાકાત કરી :

- મહમદભાઈ ઉર્ફે ગુલામભાઈ ફાતીવાલા (શબ્બીરભાઈ ફાતીવાલા)
- મુહમ્મદ વસીમ યૂસુફભાઈ ફાતીવાલા
- અબ્દુર્રહીમ અને શૌકત હુસૈન મહમદભાઈ ફાતીવાલા
- ગુલામનબી મહમદભાઈ ફાતીવાલા (ઈનાયત ફાતીવાલા)
- અતિયા લિયાકત ફાતીવાલા (અબ્દુલકાદિરભાઈની મોટી દીકરી)
- મદીના મહમદભાઈ ફાતીવાલા (અબ્દુલકાદિરભાઈના મકાનની સામે)

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"હવે અમે તમારી ભત્રીજી સુમૈયા (અબ્દુલકાદિરભાઈની નાની દીકરી અને મૌલવી મુહમ્મદ યૂનુસ મુન્શીની અહલિયા)ના ઘરે (ગ્રીનપાર્ક : ૨) જઈએ છીએ."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

ત્યાંથી મુલાકાત બા'દ બન્ને હઝરાત ફરી પાછા મોટા ઘાંચીવાડ તશરીફ લાવ્યા. અને મોટા ઘાંચીવાડમાં ડોકટર ઈકબાલ રોડ, ડિસ્પેન્સરી રોડ, ધનભૂરા રોડ પર આવેલા ફાતીવાલા ખાનદાનના તમામ ઘરોની મુલાકાત કરી.

## અમારા મર્હૂમા ફોઈના ઘરે તશરીફ લાવ્યા

અંતમાં આપ અમારા મર્હૂમ દાદા સાહબ મુહતરમ ફકીરભાઈ ફાતીવાલા (ચામડિયા)ની મર્હૂમા દીકરી ફાતિમા અને મર્હૂમ જમાઈ હુસૈનભાઈ બલીયાના ઘરે (ધનભૂરા રોડ) તશરીફ લાવ્યા. ત્યાં અમે અમારા મહેમાનો માટે જમવાની વ્યવસ્થા રાખી હતી. બન્ને મુકદસ હસ્તીઓએ ત્યાં પ્યાલીમાંથી ચમચી વડે થોડી ખીર ખાધી અને બાકી રહેલી મને ખાવા માટે આપી. મેં ખાનદાનના જે લોકો ત્યાં હાજર હતા

તેમને આપની બચેલી ખીર તબર્રુક તરીકે ખવડાવવા ઈજાઝત ચાહી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"આજે તે મોકો આવ્યો નથી. મોકો આવશે ત્યારે બધાંને આપીશું."

મેં એ મુબારક ખીર ખાધી. પ્યાલી મારી પાસે જ ધોવડાવીને સાફ કરાવીને મૂકાવી. ચમચી પણ ધોવડાવીને જેની પાસે લાવ્યા હતા તેને પરત કરાવી. અમારા ખાનદાનનો એક કિશોર, ભોજન કરનારાઓને પાણી આપતો હતો તેની પાસે ગ્લાસમાં પાણી લઈ પીધું અને તે કિશોરના માથા ઉપર હાથ ફેરવ્યો.

### વિદાયવેળાની સૂચનાઓ

તે પછી વિદાય થતી વખતે મને ફરમાવ્યું કે,

"બેટા ! આજની વાતો આવતી કાલે (સોમવારે) રાતે ઈશાની નમાઝ બા'દ મસ્જિદે અકસામાં, અબ્દુલકાદિરભાઈને એકાંતમાં કહેશો. તે પહેલાં કોઈને કહેશો નહિ.

અબ્દુલકાદિરભાઈને,
તમામ ખાનદાનવાળાઓને અને
મૌલાના ફઝલુર્રહીમ (નકશબંદી, મુજદ્દિદી)ને

અમારા સલામ કહેશો.

કોઈને ફોન ઉપર સલામ કહેશો નહિ.

માત્ર રૂબરૂ જે મળે તેને જ સલામ કહેશો.

મૌલાના ફઝલુર્રહીમ નકશબંદી, મુજદ્દિદીની પણ રૂબરૂ મુલાકાત થાય ત્યારે જ આ વાતો અને અમારા સલામ કહેશો."

### વિદાય

તે પછી રવાના થતી વખતે મારી સાથે મુઆનકહ કર્યો અને બન્ને ગાલો પર તથા પેશાની ઉપર બોસો આપ્યો અને આપની આંખોમાંથી આંસૂઓ ટપકયા તે મેં ઝીલી લઈને મારા ચહેરા ઉપર ચોપડી લીધા ત્યારે આપ ઘણાં ખૂશ થયા અને ફરમાવ્યું કે,

> "બેટા ! આપ મારા દર પર (મદીનહ મુનવ્વરહ) ઘણાં જલ્દી આવશો."

તે પછી બન્ને હઝરાત બંદર રોડ તરફ રવાના થઈ ગયા અને દૂર પહોંચીને ઈશારાથી સલામ કરીને અદશ્ય થઈ ગયા (સુબ્હાનલ્લાહ)

## ઉમરહના બનાવો
## જમાદિલ્ આખર, ૧૪૩૩ / મે, ૨૦૧૨

## [૫]

## મસ્જિદે નબવીમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહિમહુલ્લાહુની મુલાકાત અને નવાઝિશોના બનાવ

### ઉમરહ માટે રવાનગી

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ ૧૧, જમાદિલ આખર, ૧૪૩૩ મુતાબિક તા. ૪, મે, ૨૦૧૨, જુમ્અહના રોજ એમની બીવી, દીકરી અને દીકરા સાથે ઉમરહ માટે ગયા હતા.

મકકા મુઅઝ્ઝમામાં ૨૦, જમાદિલ આખર, ૧૪૩૩

મુતાબિક તા. ૧૩–૫–૨૦૧૨, રવિવારે બપોર સુધી (લગભગ દસ દિવસ) રોકાયા અને ત્યાંથી બપોરે ૩ : ૩૦ કલાકે બસમાં મદીનહ મુનવ્વરહ જવા રવાના થયા હતા.

તે દિવસે રાતે ૧૧ : ૩૦ કલાકે તેઓ મદીનહ મુનવ્વરહ પહોંચ્યા

**મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં પહેલાં દિવસે ફજરથી ચાશ્ત સુધીની કારગુઝારી**

- મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

૨૧, જમાદિલ આખર, ૧૪૩૩ મુતાબિક તા. ૧૪–૫–૨૦૧૨, સોમવારે મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં ફજરની નમાઝ બા'દ :

- દુરૂદ શરીફ ૫૦૦ વખત,
- ઈસ્તિગ્ફાર ૫૦૦ વખત, તથા
- કુર્આન શરીફની તિલાવત કરીને હું હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મઝારે મુબારક પર ગયો.

- ત્યાંથી બહાર નીકળી જન્નતુલ બકીઅ, કબ્રસ્તાન ગયો.
- ત્યાંથી પાછો એ જ રસ્તે મસ્જિદે નબવીમાં આવ્યો.
- રિયાઝુલ જન્નહમાં ઈશરાકની નમાઝ પઢી.
- ત્યાર બા'દ ત્યાં જ અરધો કલાક આરામ કર્યો.
- ત્યાર બા'દ ઉઠીને ફરી પાછું વુઝૂ કરીને રિયાઝુલ જન્નહમાં પાછો આવીને ઝિક્રમાં મશ્ગૂલ થઈ ગયો.
- લગભગ સાડા નવ વાગે રિયાઝુલ જન્નહમાં જ ચાશ્તની નમાઝ પઢી.
- ત્યાર બા'દ ફરી પાછો દુરૂદ શરીફ તથા ઝિક્રમાં મશ્ગૂલ થઈ ગયો.

## ચાશ્ત બા'દ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુલાકાત

- બરાબર ૧૦ (દસ) વાગે એક ખાસ ખૂશ્બૂ મને આવી. અગાઉ વલસાડમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત વખતે જે ખૂશ્બૂ હતી તે જ ખૂશ્બૂ આવી એટલે મને લાગ્યું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આટલામાં હાજર હોવા જોઈએ એટલે મેં આમ તેમ નઝર ફેરવી.
  મેં જોયું કે,
  રિયાઝુલ જન્નહમાં ઈમામ સાહબ જયાં નમાઝ પઢાવે છે તેમની પાછળના દરવાજામાંથી રિયાઝુલ જન્નહ તરફ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવી રહ્યા છે. મારી નઝર આપના ઉપર પડી તો આપે દૂરથી હાથ વડે મને ઈશારો ફરમાવ્યો કે હું આવું છું.
- હું મારી જગાએ બેઠો હતો તે ઊભો થઈ ગયો.
- આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી નજીક તશરીફ લાવ્યા ત્યારે મેં આપને સલામ કરી. આપે તેનો જવાબ આપ્યો અને ખૂશ થયા. મારી સાથે મુલાકાત કરી અને મુઆનકહ કર્યો. મારા બન્ને ગાલો અને પેશાની ઉપર બોસો આપ્યો.
- ત્યાર બા'દ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,
  "બેટા ! મેં તમને વલસાડમાં કહ્યું હતું ને કે તમે મારા દર પર જલ્દી આવશો. અમે વલસાડ ૨૨, જમાદિલ અવ્વલ, ૧૪૩૩ (૧૫-૪-૨૦૧૨)ના રોજ આવ્યા હતા. તમે મદીનહ મુનવ્વરહ ૨૧, જમાદિલ આખર, ૧૪૩૩ (૧૪-૫-૨૦૧૨)ના રોજ એક મહિનામાં પણ એક દિવસ પહેલાં આવી ગયા છો."

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કોઈ અજ્ઞાત જગાએ લઈ ગયા

● ત્યાર બા'દ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મને જૂના મિમ્બરની નીચે લઈ ગયા. ત્યાં બેઠા પછી ત્યાંથી અમે કઈ જગાએ પહોંચી ગયા તેની મને કંઈ ખબર નથી !

### ઉમરહ પહેલાના બનાવો યાદ ફરમાવ્યા અને તવજ્જુહ ફરમાવી

● આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે :

- મને લાંબું જીવન મળવાનો બનાવ,
- ખ્વાબનો બનાવ,
- અજમેર શરીફનો બનાવ,
- વાલિદહની કુર્આનખ્વાનીમાં તશરીફ લાવ્યાનો બનાવ...

વગેરે બનાવો ફરીથી યાદ ફરમાવ્યા.

મુહતરમ શૌકત હુસૈનભાઈએ આગળ કહ્યું કે,

મારી બીમારી વખતે મારો ઈલાજ કરનાર હિંદૂ ડોકટર ઉદય દેસાઈના આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે વખાણ કરતાં ફરમાવ્યું કે,

"બેટા ! એ ડોકટરે બિલ્કુલ સહીહ નિદાન કરીને સહીહ ઈલાજ કર્યો હતો. તેણે કપાયેલી જીભ પચ્ચીસ દિવસમાં આપો આપ સંધાઈ જવાની અને છ મહિના પછી જીભની સ્વાદ પારખવાની શકિત આપો આપ પરત આવવાની વાત પણ બિલ્કુલ સહીહ કરી હતી. તેણે આપના કરેલા સહીહ ઈલાજથી હું ઘણો ખૂશ છું.

હું દુઆ કરું છું કે અલ્લાહ તઆલા તેને ઈમાનની દૌલત નસીબ ફરમાવે. જો તેના મુકદરમાં ઈમાન ન હશે તો અલ્લાહ તઆલા તેને દુનિયામાં બીજી રીતે નવાઝીને એનો બેહતરીન

બદલો આપશે. ઈન્શાઅલ્લાહ."

મુહતરમ શકૈત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

મર્હૂમા મુહતરમા વાલિદા સાહિબાની કુર્આનખ્વાની વખતે વલસાડ તશરીફ લાવ્યા હતા ત્યારે ફાતીવાલા ખાનદાનના ઘરોની મુલાકાત લીધી હતી તે વાત યાદ કરીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"અમે અબ્દુલકાદિરભાઈના ઘરના પાછળના ભાગે વાડામાં જે મઝાર છે ત્યાં પણ ગયા હતા અને ઈસાલે સવાબ કર્યો હતો."

- તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ૧૦ મિનિટ સુધી મારા પર તવજજુહ ફરમાવી. કોઈ નૂર મારા ઉપર ઉતરતું હોય એવું મને લાગ્યું.

**મદીનહ મુનવ્વરહ આવવા પહેલાં મક્કા મુઅઝ્ઝમામાં અમે કરેલી ઈબાદતોની વિગતો અને સંખ્યા જણાવી**

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"બેટા ! મક્કા મુઅઝઝમામાં આપ પરિવાર સાથે ૧૦ દિવસ રોકાયા ત્યારે આપે તથા આપના પરિવારના લોકોએ કઈ ઈબાદતો કેટલા પ્રમાણમાં કરી તેની વિગતો હું જાણું છું.

- આપે પોતે આઠ ઉમરહ અને ૭૧ તવાફ કર્યા.
- આપની અહલિયા નૂર જહાને આઠ ઉમરહ અને પંચાવન તવાફ કર્યા.
- આપની બેટી સુરૈયાએ નવ ઉમરહ અને ૬૮ તવાફ કર્યા.
- આપના બેટા આમિરે આઠ ઉમરહ અને ૬૩ તવાફ કર્યા.
- ઉપરાંત આપે દુરૂદ શરીફ અને બીજા ઝિક્ર–અઝકાર કેટલા કર્યા તેની સંખ્યા પણ મને ખબર છે.

બેટા ! હું આપના આ અમલથી ખૂશ છું.

### મારા બાળપણનો બનાવ મને જણાવ્યો

● "બેટા ! આપ સાડા ત્રણ વર્ષના હતા અને આપના દાદા ફકીરભાઈ ચામડીયા (ફાતીવાલા) આપની આંગળી પકડીને પ્રથમ વખત નમાઝ પઢવા માટે આપને ઉમર ફળિયા મસ્જિદ (વલસાડ)માં લઈ ગયા હતા તે જ દિવસથી મારી નઝર આપના ઉપર હતી અને હંમેશા રહેશે. અને આપના ખાનદાનવાળાઓ ઉપર પર રહેશે."

● બેટા ! આપને થોડી તકલીફ આવશે. સબર કરશો. કોઈ એક તમાચો મારે તો તેને બીજો તમાચો મારવા માટે બીજો ગાલ તેની સામે ધરી દેશો.

તો તે જ માણસ ત્રીજા દિવસે શરમિંદા થઈને તમારી પાસે માફી માંગવા માટે આવશે. તેને કહેશો કે,

હું તમને માફ કરું છું, તમે અલ્લાહ તઆલાથી તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સદકહમાં માફી માંગો.

### જન્નતની ખજૂર ખવડાવી અને આબે કૌષર પીવડાવ્યું

તે પછી પ્લેટમાં બે મોટી ખજૂર આવી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક ખજૂર મને આપીને ફરમાવ્યું કે,

"બેટા ! ખાઓ ! "

મેં ખજૂર ખાધી. એનો સ્વાદ એવો અનન્ય હતો કે જે શબ્દોમાં વર્ણવી શકાય એવો નથી. ખજૂરમાં ઠળીયો પણ ન હતો.

તે પછી બીજી ખજૂર આપીને ફરમાવ્યું કે,

"બેટા ! આ બીજી ખજૂર પણ તમારા માટે છે. એ પણ ખાઓ."

મેં બીજી ખજૂર પણ ખાધી.

ત્યાર બા'દ સામે પાણી ભરેલો જગ અને એક ગ્લાસ જોવામાં આવ્યા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાના મુબારક હાથ વડે ગ્લાસમાં પાણી ભરી મને આપ્યું અને ફરમાવ્યું કે,

"બેટા ! પાણી પીઓ !"

મેં ત્રણ શ્વાસમાં પાણી પીધું.

મારા ખાલી થયેલા ગ્લાસમાં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરી બીજી વખત પાણી રેડીને ભરી દીધો અને ફરમાવ્યું કે,

"બેટા ! પીઓ !"

ફરી પાછું મેં ત્રણ શ્વાસમાં પાણી પીધું.

તે પછી ફરી પાછો ત્રીજી વખત ગ્લાસ પાણીથી ભરી દીધો અને ફરમાવ્યું કે,

"બેટા ! પાણી પીઓ !"

ત્રીજો ગ્લાસ પાણી પીતી વખતે મેં મનમાં વિચાર કર્યો કે હવે હું ગુઝારિશ કરીશ કે હું ધરાઈ ગયો છું. વધારે પી શકાય એમ નથી.

ત્રીજો ગ્લાસ પૂરો થતાં જ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"બેટા ! આપના તકદીરનું પાણી હતું તે પૂરું થઈ ગયું. તમે પાણીનો જગ ખોલીને જોઈ લો !"

મેં જગનું ઢાંકણ ખોલીને જોયું તો તેમાં હવે એક ટીપું પણ પાણી ન હતું. જગ અને ગ્લાસ એટલા સુંદર અને ઉમદહ હતા કે દુનિયામાં એની મિષાલ મળી શકે એમ નથી.

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"બેટા ! આ ખજૂર જન્નતની ખજૂર હતી અને
આ પાણી આબે કૌષરનું પાણી હતું.

બેટા ! આપ મારા દર પર ઈન્શાઅલ્લાહ વારંવાર આવશો.

**ભવિષ્યવાણી**

"બેટા ! આ વાતો અત્યારે કોઈને પણ કહેશો નહિ. જયારે મૌલાના ફઝલુર્રહીમ નકશબંદી મુજદિદી તમારી મુલાકાત માટે વલસાડ આવશે ત્યારે આપના ભાણેજ શબ્બીરભાઈ ફાતીવાલાના ઘરમાં પહેલા માળે ભેગા મળશો અને અબ્દુલકાદિરભાઈને પણ હાજર રાખી માત્ર તમારા ત્રણ વચ્ચે જ એકાંતમાં સૌથી પ્રથમ આ વાતો કહેશો."

આ વાત કહેતી વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંખોમાંથી આંસૂઓ ટપકયા જે મેં ઝીલી લીધા અને મારા ચહેરા પર ચોપડી લીધા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા આ કૃત્યથી ઘણાં ખૂશ થયા.

**હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહિમહુલ્લાહુ તશરીફ લાવ્યા**

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું,

"બેટા ! સામે જુઓ ! કોણ આવી રહ્યું છે ! "

મેં જોયું કે હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ તશરીફ લાવી રહ્યા છે.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હું ઊભા થઈ ગયા.

હઝરત ખ્વાજા સાહબ નજીક આવતાં જ મેં આપને સલામ કરી.

આપે ખૂબ જ ખૂશ થઈ સલામનો જવાબ આપ્યો.

મારી સાથે મુલાકાત કરી.

મારી સાથે મુઆનકહ કર્યો.

મારા બન્ને ગાલો પર અને પેશાની પર બોસો આપ્યો.

- જ્યારે મારી આંખો સાથે આપની આંખો મળી ત્યારે આપની આંખોમાંથી આંસૂઓ ટપકયા જે મેં ઝીલી લીધા અને મારા ચહેરા ઉપર ચોપડી લીધા.

મારા આ વર્તનથી આપ ઘણાં જ ખૂશ થયા અને મને ખૈરિયત પૂછી.

તે પછી અમે ત્રણે જણા નીચે બેસી ગયા.

**અજમેર શરીફમાં થયેલી મુલાકાતની વિગતો જણાવી**

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અજમેર શરીફમાં તા. ૨૯, ઝિલકઅદ, ૧૪૩૨ (મુતાબિક તા. ૨૮–૧૦–૨૦૧૧) જુમ્અહની રાતે હઝરત ખ્વાજા સાહબે મારી મુલાકાત કરીને મને ઝિયારત કરાવી હતી તે વાત દોહરાવી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

“મેં ખ્વાજા મુઈનુદ્દીનને અહીં મદીનહ મુનવ્વરહ રૂબરૂ બોલાવીને ફરમાવ્યું હતું કે,

આજે મારો બેટો (શૌકત હુસૈન ફાતીવાલા) તમારા દર પર

(અજમેર શરીફ) આવ્ય છે. એ (આ વર્ષે હજ માટે આવનાર હતો અને) આજે મારા દર પર (મદીનહ મુનવ્વરહ) આવનાર હતો પરંતુ એક માણસની અંગ્રેજો જેવી ચાલબાજીના કારણે હજ માટે પણ આવી શકયો નથી અને મારા દર પર (મદીનહ મુનવ્વરહ) પણ આવી શકયો નથી અને આજે તમારા દર પર (અજમેર શરીફ) આવ્યો છે તો તમે પણ એને તમારો બેટો બનાવી લો અને તમારી ઝિયારત કરાવો."

## તમામ મુસલમાનોની મગફિરતના માટે દુઆ ફરમાવવા કરેલી ગુઝારિશનો જવાબ

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અરજ કરી કે,

"(યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! ) આજ સુધી ઈન્તિકાલ ફરમાવી ગયેલા તમામ મુસલમાનો, આજે જેઓ હયાત છે તે તમામ મુસલમાનો અને કયામત સુધી આવનારા તમામ મુસલમાનોની મગફિરત માટે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહ તઆલાથી દુઆ ફરમાવો."

મારી અરજ સાંભળીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘણાં ખૂશ થયા. આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંખોમાંથી બે આંસૂઓ ટપકયા જેને મેં ઝીલી લીધા અને મારા ચહેરા પર ચોપડી દીધા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"બેટા ! આ મારા ખૂશીના આંસૂઓ છે."

ત્યાર બા'દ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દુઆ

ફરમાવી અને મેં આમીન કહી.

ત્યાર બા'દ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"બેટા !

[૧] કીનો કપટ રાખનારાઓ,

[૨] ઘમંડ કરનારાઓ,

(આ કહેતી વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખૂબ જલાલમાં આવી ગયા હતા. તે પછી થોડી વારમાં પાછા અસલ સ્વરૂપમાં આવી ગયા હતા અને ફરમાવ્યું કે,)

બેટા ! તમે ડરશો નહિ.

[૩] ગીબત કરનારાઓ,

[૪] કતઅ તઅલ્લુક કરનારાઓ,

આ ચાર પ્રકારના શખ્સો સિવાય, આખિરતમાં આબે કૌષર પર, આપ જેની સિફારિશ કરશો તેને આબે કૌષર પીવાડીને મગફિરત માટે અલ્લાહ તઆલાને હું સિફારિશ કરીશ અને અલ્લાહ તઆલા ઈન્શાઅલ્લાહ મારી સિફારિશને કબૂલ ફરમાવશે.

પરંતુ :

- આપની સાથે ગદ્દારી કરનારા,
- આપની મઝાક-મશ્કરી કરનારા,
- આપના પર તોહમત લગાડનારા,
- આપની બેઈઝઝતી કરનારા,
- આપના ઉપર શક કરનારા,

શખ્સોની મગફિરતની સિફારિશ વિષે હું કંઈ કહી શકતો નથી.

- બેટા ! આપની જેણે ઈઝઝત કરી તેણે મારી ઈઝઝત કરી અને

● જેણે મારી ઈઝઝત કરી તે અલ્લાહ તઆલા સુધી પહોંચી ગયો.

## ૧૧ બુઝુર્ગો અત્યારે હિન્દુસ્તાનમાં બેઠાં બેઠાં આપણી મુલાકાતનો નઝારો જોઈ રહ્યા છે !

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"બેટા ! હિન્દુસ્તાનમાં મોટી હસ્તીઓ તો ઘણી છે પરંતુ અત્યારે ૧૧ શખ્સો આપણી અત્યારની મુલાકાતનો જીવંત નઝારો ત્યાં બેઠા બેઠા જોઈ રહ્યા છે. અને નાઝ કરે છે કે હિન્દુસ્તાનના ગુજરાતના એક યુવાનની મારી સાથે અત્યારે મુલાકાત થઈ રહી છે. એ ૧૧ શખ્સોમાંથી બે શખ્સો (હિન્દુસ્તાનમાં) આપની મુલાકાત કરશે. બાકીના નવ શખ્સોની મુલાકાત મુશ્કિલ છે.

આ દશ્ય જોનારા ૧૧ શખ્સોના દિલ ઘણાં ખૂશ થઈ રહ્યા છે કે નકશબંદી, મુજદ્દિદી સિલસિલામાં ચાર ચાંદ લાગી ગયા છે કે એ સિલસિલાનો એક યુવાન અત્યારે મારી સાથે મુલાકાત કરી રહ્યો છે.

આ ફરમાવીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુસ્કુરાયા."

## તબ્લીગી જમાઅતના બીજા અમીર હઝરતજી મૌલાના મુહમ્મદ યૂસુફ સાહબ કાંધલવી રહમતુલ્લાહિ અલયહિએ મર્હૂમ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિ તેમના ઝમાનામાં આખી દુનિયાના સૌથી ઉચ્ચતમ બુઝુર્ગ હોવાનું ફરમાવ્યું હતું

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

દિલ્હીના તબ્લીગી જમાઅતના બીજા અમીર હઝરતજી મૌલાના યૂસુફ સાહબ રહિમહુલ્લાહુના ઝમાનામાં અકાબિરની એક તબ્લીગી જમાઅતે દિલ્હીમાં તેમની મુલાકાત કરી હતી ત્યારે જમાઅતના અમીરે હઝરત મૌલાના યૂસુફ સાહબ રહિમહુલ્લાહુને અરજ કરી હતી કે,

"હઝરત ! મારે આપને એક પ્રશ્ન પૂછવો છે. આપ ફરમાવો કે આજે (તે ઝમાનામાં) આખી દુનિયામાં સૌથી બુઝુર્ગ હસ્તી કોણ છે ? "

આ પ્રશ્ન સાંભળીને હઝરત મૌલાના યૂસુફ સાહબ રહમતુલ્લાહિ અલયહિ પંદર–વીસ મિનિટ સુધી મુરાકિબ થઈ ગયા હતા અને તે પછી જવાબ આપ્યો હતો કે,

"આજના ઝમાનામાં સૌથી મોટી બુઝુર્ગ હસ્તી જયપૂરમાં હઝરત મૌલાના અબ્દુર્રહીમ સાહબ નકશબંદી મુજદ્દિદી (દા.બ.) છે."

આ વાત કહીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહિમહુલ્લાહુ બન્ને મુસ્કુરાયા હતા.

**પીરો મુર્શિદ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિએ પોતાના આખરી સમયમાં મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂને દિલમાં યાદ કર્યા હતા અને દુઆ ફરમાવી હતી**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે,

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"આપને બીજો બનાવ પણ કહું છું કે,

આપના પીર હઝરત મૌલાના અબ્દુર્રહીમ સાહબ નકશબંદી,

મુજદ્દિદી બીમાર હતા અને બોમ્બે હોસ્પિટલમાં હતા ત્યારે આખરી વખતમાં ઈન્તિકાલના પાંચ મિનિટ પહેલાં આપે તમને તસવ્વુરમાં (દિલમાં) યાદ કર્યા હતા અને દુઆઓ આપી હતી જેની જાણ (એમના સાહબઝાદહ) હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદીને પણ છે."

આ બનાવ કહ્યા પછી પણ બન્ને બુઝુર્ગો મુસ્કુરાયા.

## બન્ને બુઝુર્ગોએ તવજ્જુહ ફરમાવી

તે પછી બન્ને બુઝુર્ગોએ મારી આંખો સાથે પોતાની આંખો મેળવીને થોડો સમય તવજ્જુહ ફરમાવી. આપની આંખોના મારફતે મારા જિસ્મમાં નૂર આવતું હોય એવું મેહસૂસ થતું હતું. હું ઘણો ખૂશ થઈ ગયો.

## સુપ્રીમ કોર્ટમાં જામિઅહ હિદાયત, જયપૂરના કેસ વિષે આગાહી

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"એક ત્રીજી વાત તમને કહું છું. તે પણ હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદીને રૂબરૂ મળો ત્યારે જ એકાંતમાં કહેશો."

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તે પછી ફરમાવ્યું કે,

"સુપ્રીમ કોર્ટમાં જામિઅહ હિદાયતનો જે કેસ ચાલે છે તેનો ચુકાદો ઈન્શાઅલ્લાહ આપની ફેવર (તરફેણ)માં ટુંક સમયમાં આવી જશે પરંતુ થોડો સમય સબ્રની જરૂરત છે."

આ વાત કરતી વખતે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ

ખૂબ જલાલમાં આવી ગયા હતા.

**ઉપરના ચાર બનાવો હિન્દુસ્તાનમાં હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત્ બરકાતુહુમ અને અબ્દુલકાદિરભાઈ ફાતીવાલા એ બન્ને સાથેની ખાનગી બેઠકમાં જ સૌથી પ્રથમ કહેવા તા'કીદ ફરમાવી**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને તા'કીદ ફરમાવી કે ઉપર મેં તમને કહેલા ચાર બનાવો :

[૧] ખજૂર અને પાણીનો બનાવ
[૨] હઝરત મૌલાના યૂસુફ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો બનાવ
[૩] બોમ્બે હોસ્પિટલમાં હઝરત મૌલાના અબ્દુર્રહીમ સાહબ રહમતુલ્લાહિ અલયહિનો બનાવ અને
[૪] સુપ્રીમ કોર્ટમાં જામિઅહ હિદાયતના કેસનો બનાવ

જયારે :

[૧] હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી,
[૨] તમારા મોટા ભાઈ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલા અને
[૩] તમે પોતે

ત્રણે એક સાથે જયારે એકાંતમાં મળો ત્યારે જ તમે તેમને બન્નેને રૂબરૂમાં પોતે કહેશો(અને ભવિષ્યવાણી ફરમાવી કે : )

હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી ઈન્શાઅલ્લાહ થોડા સમયમાં જ તમારી મુલાકાતે વલસાડ આવશે ત્યારે આ બનાવો કહેશો. તે પહેલાં કોઈને પણ કહેશો નહિ."

**સંપાદકની અરજ :**

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ તા'કીદના કારણે મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આ ચાર બનાવોને લગભગ અઢી મહીના સુધી ગુપ્ત રાખ્યા. કોઈને નહીં કહ્યા. આ નાચીઝ સંપાદકને પણ નથી કહ્યા.
- જયારે રમઝાનુલ્ મુબારકની ૬ (છ) તારીખે, અમારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત્ બરકાતુહુમ વલસાડ તશરીફ લાવ્યા અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પેશીનગોઈ (ભવિષ્યવાણી) પ્રમાણે અમે ત્રણ વ્યકિતઓની એક ખુસૂસી ખાનગી મજલિસ શબ્બીરભાઈ ફાતીવાલાના મકાનના પહેલાં માળે રાત્રે ઈશા અને તરાવીહ બા'દ થઈ ત્યારે મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ અમારી સામે આ બનાવો જાહેર કર્યા, જેનો ઉલ્લેખ આ નાચીઝ સંપાદકે 'ટૂંકો પરિચય'ના અંતમાં અને બનાવ નંબર : ૮ (આઠ)માં વિગતવાર કર્યો છે.

– અબ્દુલકાદિર ફાતીવાલા

**ઉમરહમાં તમારી સાથે આવેલા સાથીઓ તમને અત્યારે શોધે છે**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે,

આ બનાવો મને કહ્યા પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે,

"બેટા ! આપની સાથે ઉમરહમાં આવેલા આપના ઘરવાળાઓ અને આપના સાથીઓ (સવારથી) આપની ખૂબ શોધ ખોળ કરે છે. અહીં (રિયાઝુલ જન્નહમાં) પણ શોધવા માટે બે–ત્રણ વખત આવી ગયા છે પરંતુ તેમની નજરે આપણે દેખાતા નથી.

બેટા ! હું આપને રસ્તો બતાવું છું. તમે તેમને માત્ર એટલું જ કહેજો કે હું રસ્તો ભૂલી ગયો હતો."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે,

મારા દિલમાં વિચાર આવ્યો કે આ તો જૂઠું બોલવું પડશે.

મારા વિચારનો કશ્ફ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને થઈ ગયો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"બેટા ! આ જૂઠી વાત નથી. તમે અહીંથી જવા માટે પ્રયત્ન કરી જુઓ. તમને રસ્તો મળે છે કે કેમ ? "

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે,

મેં ઊભા થઈને આમ–તેમ રસ્તો શોધવા પ્રયત્નો કર્યા પરંતુ મને રસ્તો મળ્યો નહિ. હું કયાં છું તે જ મને સમજ પડતી ન હતી.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે દસ મિનિટ સુધી અરબી ભાષામાં દુઆ ફરમાવી

ત્યાર બા'દ લગભગ ૧૦ મિનિટ સુધી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અરબીમાં દુઆ ફરમાવી. મેં અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિએ આમીન કહી.

## હવે આપણી મુલાકાતનો સમય પૂરો થવામાં છે

દુઆ પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"બેટા ! હવે આપણી મુલાકાતનો સમય પૂરો થવામાં છે. ૧૧.૩૫ વાગ્યા છે. ૧૨.૧૫ કલાકે ઝોહરની અઝાન થશે.

અમે તમને જયાં લઈ જઈને બેસાડીએ ત્યાં જ નમાઝ સુધી થોભશો.
ત્યાં જ ઝોહરની નમાઝ અદા કરશો.
નમાઝ બા'દ પણ ત્યાં જ બેસી રહેજો.
તમને ઈન્શાઅલ્લાહ મદદ મળી જશે."

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદિદી દામત્ બરકાતુહુમને મારો એક ખાસ સંદેશો અબ્દુલકાદિરભાઈ મારફતે જયપૂર રૂબરૂ પહોંચાડશો

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદિદી દામત બરકાતુહમને પહોંચાડવા માટે મને એક સંદેશો ફરમાવ્યો અને પછી તા'કીદ ફરમાવી કે,

"મારો આ સંદેશો ફોન પર કહેશો નહિ કે બીજી કોઈ વ્યકિત સાથે પણ પહોંચાડશો નહિ પરંતુ આપના મોટા ભાઈ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલા (રજબ મહિનામાં) જયપૂર જવાના છે તેમની સાથે મારો આ સંદેશો પહોંચાડશો."

**સંપાદકની અરજ :**

મુંબઈના મારા મુહસિન અને રફીકે મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડીએ જયપૂર જવા માટે લગભગ એક મહિના પહેલાં ઈન્ટરનેટ પર ટ્રેઈનનું અમારું રિઝર્વેશન કરાવી લીધું હતું અને ૨૧, રજબ, ૧૪૩૩ મુતાબિક ૧૨, જૂન, ૨૦૧૨, મંગળવારે બાંદ્રા-જયપૂર સુપર એક્ષપ્રેસથી અમે જયપૂર જવા રવાના થયા અને બીજા દિવસે ત્યાં પહોંચીને હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ નકશબંદી,

મુજદ્દિદી દામત બરકાતુહુમને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો સંદેશો એકાંતમાં પહોંચાડયો હતો. આપ (દા.બ.) ઘણા ખૂશ થયા હતા.

મજકૂર સફરમાં અમે ત્રણ દિવસ જયપૂર શરીફ અને ત્રણ દિવસ અજમેર શરીફ રોકાયા હતા. - અબ્દુલકાદિર ફાતીવાલા]

### આ વ્યક્તિઓને અમારા સલામ કહેશો

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

- "મૌલાના ફઝલુર્રહીમ નકશબંદી, મુજદ્દિદીને તથા
- આપના મોટા ભાઈ અબ્દુલકાદિર ફાતીવાલાને તથા
- આપના ઘરવાળાઓને તથા
- આપના ખાનદાનવાળાઓને તથા
- આપના ચાહનારાઓને

અમારા સલામ કહેશો."

### શંકા કરે તેવા શખ્સોને આ બનાવો કહેશો નહિ

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તા'કીદ ફરમાવી કે,

'જે માણસને આપની વાતોમાં શંકા હોય તેને આ વાતો કરશો નહિ કે અમારા સલામ પણ કહેશો નહિ, કારણ કે મારી વાતો પર શંકા કરનાર વ્યકિત ઈમાનથી ખારિજ થઈ જવાનો ભય છે.'

તે પછી ફરમાવ્યું કે,

"બેટા ! તમારા પર, તમારા મોટાભાઈ અબ્દુલકાદિર પર અને તમારા ફાતીવાલા ખાનદાન પર મારી નઝર રહેશે ! "

### આ બનાવો લખવાની અને પ્રગટ કરવાની ઈજાઝત છે

● હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ ફરમાવ્યું કે,

"આ વાતોને લખવા માટે(અબ્દુલકાદિરભાઈને) ઈજાઝત છે. અને લખી લીધા બા'દ મૌલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદીને વંચાવશો. તેઓ એમાં જે કંઈ સુધારો–વધારો કરવા ચાહે તે પ્રમાણે કરી લેશો.

● હઝરત મૌલાના અબ્દુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિના જીવનચરિત્રની જે કિતાબ ('મકામાતે રહીમી') પ્રગટ કરવાના છો તેમાં પણ પાછળ આ વાતો લેવા ચાહો તો મવલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદીના મશ્વરહથી લેવાની ઈજાઝત છે.

## વિદાય વેળાની વિગતો

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

"બેટા ! આપણો સમય પૂરો થઈ ગયો છે. ઊભા થઈ જાઓ ! "

હું ઊભો થઈ ગયો.

બન્ને બુઝુર્ગોએ મારી સાથે મુઆનકહ કર્યો અને મારા બન્ને ગાલો પર અને પેશાની ઉપર બોસો આપ્યો. તે પછી બન્નેની આંખોમાંથી આંસૂઓ ટપકયા તે મેં ઝીલી લીધા અને ચહેરા ઉપર ફેરવી લીધા.

બન્નેએ ફરમાવ્યું કે,

"આ અમારા ખૂશીના આંસૂઓ છે."

તે પછી બન્ને મુસ્કુરાયા અને ફરમાવ્યું કે,

"બેટા ! અમારી સાથે ચાલો."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ જણાવ્યું કે,

માત્ર બે કદમ ચાલતાં જ ફરી પાછા અમે રિયાઝુલ જન્નહમાં મિમ્બરની નીચે હોવાનું મા'લૂમ પડયું. ત્યાંથી બહાર નીકળી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝહ મુબારક તરફ જે રસ્તો જાય છે ત્યાંથી નીકળી જન્નતુલ બકીઅ તરફ જવાનો જે દરવાજો છે ત્યાં રોઝહ મુબારકની સામે એક ખૂણામાં મને બેસાડયો અને તા'કીદ ફરમાવી કે :

"અહીંથી કયાંય જશો નહિ. અહીં જ ઝોહરની નમાઝ અદા કરશો. અલ્લાહ તઆલા આપની મદદ ફરમાવે. આમીન.

તે પછી આપ બન્નેએ મને આખરી સલામ કરી અને મેં જવાબ આપ્યો ત્યારે આપની આંખોમાંથી ફરી પાછા આંસૂઓ ટપકયા.

**શૈખૈન (રદિ.)ની મુલાકાત કરાવવાની ગુઝારિશનો જવાબ**

મેં અરજ કરી કે,

"હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના બે સાથીઓ :

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ અને
હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુને

મારા સલામ અર્ઝ કરશો.

એમની મુલાકાત આપ મને કરાવો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ અરજ સાંભળીને મુસ્કુરાયા અને ફરમાવ્યું કે,

"બેટા ! ઈન્શાઅલ્લાહ તે સમય આવશે ત્યારે તમારી મુલાકાત કરાવીશ."

આટલું ફરમાવીને આપ બન્ને હઝરાત રવાના થયા. જતા જતા થોડે થોડે અંતરેથી બન્ને હાથ ઊંચો કરીને ઈશારો ફરમાવતા ફરમાવતા અદશ્ય થઈ ગયા.

**મારી ટુરના બે સાથીઓને અલ્લાહ તઆલાએ મારી પાસે મોકલી આપ્યા**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

ઝોહરની ફર્ઝ, સુન્નતો, નવાફિલ વગેરે અદા કરીને હું આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાન મુજબ ત્યાં જ બેસી રહ્યો. થોડી વારમાં અમારી ટુરના રસોઈઆ સાબિરભાઈ અને અમારા એક સાથી યા'કૂબભાઈ ત્યાં આવી પહોંચ્યા અને મને કહ્યું કે,

"શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ ! અમે બધાં તમને સવારથી શોધીએ છીએ. તમે કયાં ગયા હતા ? "

મેં જણાવ્યું કે,

હું રસ્તો ભૂલી ગયો હતો.

તેઓ બન્ને મને અમારી હોટલ પર લઈ ગયા.

[મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના પાંચમા બનાવનો અહેવાલ સમાપ્ત]

**સંપાદકની અરજ :**

આ હાલાત જાણીને દાદા પીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ નકશબંદી, મુજદિદી રહમતુલ્લાહિ અલયહિના આ બે શે'ર મને યાદ આવી જાય છે :

[૧]

યા રબ તૂ કરીમી વ રસૂલે તૂ કરીમ,
સદ શુક્ર કે હસ્તીમ મિયાને દો કરીમ.

[૨]

જાન લાખ 'હિદાયત'કો ઈનાયત હો ઈલાહી,
કરતા રહૂં કુરબાન, સગે દરબાને મુહમ્મદ.
[સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ]

[ઉપરની પંકિતમાં 'હિદાયત'ની જગાએ 'અબ્દુલકાદિર' વાંચવા વિનંતી.]

## [૬]

## સુફ્ફહમાં એક બુઝુર્ગની મુલાકાતનો બનાવ

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

૨૩, જમાદિલ આખર, ૧૪૩૩ મુતાબિક તા. ૧૬-૫-૨૦૧૨, બુધવારના રોજ મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં અસરની નમાઝ જમાઅતથી અદા કરવા બા'દ મેં સુફ્ફહ પર જવાનો ઈરાદો કર્યો. હું ત્યાં ગયો ત્યારે ત્યાં બિલ્કુલ જગા ન હતી એટલે હું પાછો ફરીને સામે જાલી પાસે ગયો ત્યાં લોકો બેઠા હતા પરંતુ ત્યાં જગા હતી એટલે પગથીયું ચઢીને હું ઉપર ગયો.

### બુઝુર્ગની વાત સાંભળીને હું સ્તબ્ધ થઈ ગયો

ત્યાં ખૂણામાં એક જુવાન બુઝુર્ગ બેઠા હતા. તેમની સાથે એક શખ્સ કંઈક ચર્ચા કરી રહ્યો હતો. જેવી આપની મારા ઉપર નજર પડી કે તરત જ આપે મને સંબોધીને ફરમાવ્યું કે,

"શૌકત હુસૈનભાઈ ફાતીવાલા, આપ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાના ભાઈ છોને ? આવો મારી પાસે બેસો.

- આપનો બેટો આમિર આપની સાથે ઉમરહમાં આવ્યો છે તે કેમ છે ?
- બેટી સુરૈયા કેમ છે ?
- આપની અહલિયા નૂરજહાંન બેટી કેમ છે ? "

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે,

આપની આ વાત સાંભળીને હું સ્તબ્ધ થઈ ગયો !

**આપના પીરનો દામન પકડી રાખશો**

તે પછી આપે ફરમાવ્યું કે,

"આપના પીર હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદીને મારા સલામ કહેશો અને આપના ભાઈ અબ્દુલકાદિરભાઈને પણ મારા સલામ કહેશો અને આપના પીરનો દામન પકડી રાખશો."

આ કહ્યા પછી આપ મુસ્કુરાયા.

**એક તસ્બીહ ભેટ આપી**

પછી આપે આગળ ફરમાવ્યું કે,

"બેટા ! આપને હું એક હદિયહ આપું છું. તેને સંભાળીને રાખશો."

તે પછી પોતાના ખિસામાંથી એક તસ્બીહ કાઢી અને મને ઈનાયત ફરમાવી.

મેં આપનો આભાર માન્યો.

આપે ફરમાવ્યું કે,

"હવે આપ જઈ શકો છો. ઈબાદતમાં મશ્ગૂલ થઈ જાઓ."

ત્યાર બા'દ મેં આપની સાથે મુસાફહ કર્યો. આપના હાથ એટલા કોમળ અને મુલાયમ હતા કે તેનું વર્ણન થઈ શકતું નથી.

તે પછી સલામ કરીને હું ત્યાંથી મસ્જિદે નબવીમાં બીજી જગાએ જઈને ઈબાદતમાં મશ્ગૂલ થઈ ગયો.

### તસ્બીહ ગાયબ થઈ ગઈ !

રાતે ઈશાની નમાઝ બા'દ અમારી હોટલ ઉપર ખાવા બેસવા પહેલાં મેં મારા ઝભ્ભાના ખિસામાં હાથ નાંખ્યો તો તેમાંથી પેલી હદિયહમાં મળેલી તસ્બીહ ગાયબ થઈ ગઈ હતી એટલે હું ખૂબ જ બેચેન થઈ ગયો.

જલ્દીથી ખાવાનું પતાવીને હું, મારો પુત્ર આમિર અને મારો સાળો નઈમ અમે ત્રણ જણા હરમ શરીફમાં ગયા. અને હું જયાં જયાં ગયો હતો તે સ્થાનોએ ખૂબ તપાસ કરી પરંતુ તસ્બીહ મળી નહિ. પેલા બુઝુર્ગ પણ ત્યાં ન હતા. હું નિરાશ થઈ ફરી પાછો અમારી હોટલ ઉપર આવીને સૂઈ ગયો.

### બીજા દિવસે ચાર તસ્બીહ આપી

બીજા દિવસે અસરની નમાઝ અદા કરીને ફરી પાછો હું પેલી જ જગાએ આવ્યો. પેલા બુઝુર્ગ તે જ જગાએ બેઠા હતા. મેં ઉપર જઈને સલામ કરી. આપે મને સલામનો જવાબ આપી ફરમાવ્યું કે,

"બેટા ! આપની તસ્બીહ શોધવા માટે આવ્યા છો ? "

આટલું કહી આપે પોતાના ખિસામાં હાથ નાંખી પેલી તસ્બીહ

બહાર કાઢીને પૂછયું કે,

"બેટા ! આજ તમારી તસ્બીહ છે ને ?"

આટલું કહી આપ મુસ્કુરાયા અને એ તસ્બીહ મને આપીને ફરમાવ્યું કે,

"બેટા ! એને સંભાળીને રાખજો !"

તે પછી આપે પોતાના ખિસામાંથી બીજી ત્રણ તસ્બીહો કાઢી અને મને આપીને ફરમાવ્યું કે,

"બેટા ! આ પણ તમારી પાસે રાખો. જયારે પણ આપના પીર હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદિદી આપને મળવા માટે વલસાડ આવશે ત્યારે આ ચાર તસ્બીહમાંથી જે કોઈ તેમને પસંદ પડે તે તેમને આપશો.

ત્યાર બા'દ તેમને અરજ કરશો કે બાકીની તસ્બીહમાંથી એક પસંદ કરીને અબ્દુલકાદિરભાઈને આપો.

તે પછી બાકી બે તસ્બીહ રહેશે તે તમે પોતે સંભાળીને રાખશો.

લોકોને આ વાતની ખબર પડે અને આ તસ્બીહને જોવા માટે કોઈ આવે તો તેમને બતાવશો. તેઓ અકીદત અને પ્યાર ભરી નજરથી એને જોશે."

તે પછી હું આપની મુલાકાત લઈને સલામ કરીને ત્યાંથી પાછો આવી ગયો.

તે પછી હું દરરોજ, દરેક નમાઝ બા'દ, તે જગાએ આપની મુલાકાત માટે જતો પરંતુ આપ ત્યાં દેખાતા ન હતા અને આપની મુલાકાત તે પછી કદી થઈ નથી. અને એ બુઝુર્ગ કોણ હતા તે પણ હું જાણી શકયો નથી.

# ઉમરહ બા'દના હિન્દુસ્તાનના બનાવો

## [૭]

**હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ અને મર્હૂમ વાલિદ સાહબ રહિમહુલ્લાહુ ખ્વાબમાં તશરીફ લાવ્યા અને અબ્દુલકાદિરભાઈના લખાણમાંથી એક શબ્દ કાઢી નાંખવા સૂચના આપી**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

૨૭, શા'બાન, ૧૪૩૩ હિજરીસન મુતાબિક તા. ૧૮–૭–૨૦૧૨, બુધવારે રાતે વલસાડમાં લગભગ ૧ : ૩૦ કલાકે મારા ખ્વાબમાં

- હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ અને
- મારા મુહતરમ મર્હૂમ વાલિદ સાહબ (મુહમ્મદભાઈ ફકીરભાઈ ફાતીવાલા, વફાત : ૭, રમઝાન, ૧૪૦૦ મુતાબિક ૨૦, જૂલાઈ, ૧૯૮૦) રહમતુલ્લાહિ અલયહિ તશરીફ લાવ્યા.

મેં બન્નેને સલામ કરી.

બન્નેએ સલામનો જવાબ આપ્યો અને મારી સાથે મુલાકાત કરી.

મુહતરમ મર્હૂમ વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની આંખોમાં આંસૂઓ આવી ગયા.

આપે મને ફરમાવ્યું કે,

"બેટા ! આ મારા ખૂશીના આંસૂઓ છે."

તે પછી હઝરત ખ્વાજા સાહબ રહિમહુલ્લાહુએ મને ફરમાવ્યું કે,

“અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાનથી અમે આવ્યા છીએ. (તમારા મોટા ભાઈ) અબ્દુલકાદિરભાઈને સલામ કહેશો અને કહેશો કે,

આપની મર્હૂમા વાલિદા સાહિબાની કુર્આનખ્વાની વખતે (તા.૧૫–૪–૨૦૧૨ ના રોજ) અમે વલસાડ આવ્યા હતા તે દિવસની વાતો આપે લખી છે તેમાં ફલાણો એક શબ્દ તમે બે જગ્યાએ લખ્યો છે તે તમારા લખાણમાંથી કાઢી નાંખશો.

અબ્દુલકાદિરભાઈના દરેક લખાણ પર અલ્લાહ તઆલાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની નઝર રહેશે.”

તે પછી સલામ કરી, મુલાકાત કરી રવાના થઈ ગયા.

## [૮]

## વલસાડમાં એક મહીનાના સમયગાળામાં બે બુઝુર્ગો સાથે મુલાકાત અને વાતચીત

૮, રમઝાનુલ્ મુબારક, ૧૪૩૩ થી ૬, શવ્વાલ, ૧૪૩૩ સુધી એક મહીનાના સમયગાળામાં વલસાડમાં બે અકાબિરીન બુઝુર્ગો સાથે મુલાકાત અને વાતચીત કરવાની સઆદત હાસિલ થઈ જેની વિગતો નીચે પ્રમાણે છે.

### [૧]

### હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી (દા.બ.) સાથે મુલાકાત અને વાતચીત

- ૮, રમઝાનુલ્ મુબારક, ૧૪૩૩ હિજરીસન મુતાબિક ૨૯, જૂલાઈ, ૨૦૧૨ ઈસ્વીસન, રવિવારના દિવસે અમારા શય્ખ હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી દામત્ બરકાતુહુમ વલસાડ તશરીફ લાવ્યા.
- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઉમરહના બનાવ નંબર પાંચમાં મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂને પેશીનગોઈ (ભવિષ્યવાણી) ફરમાવી હતી તે પ્રમાણે તે દિવસે રાત્રે ઈશા અને તરાવીહ બાં'દ અમારા ભાણેજ શબ્બીરભાઈ ફાતીવાલાના મકાનમાં માળ ઉપર અમે ત્રણ શખ્સોની એક ખાસ ખાનગી મજલિસ થઈ :

[૧] હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી દામત્ બરકાતુહુમ

[૨] મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા સલ્લમહૂ

[૩] આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિર ફાતીવાલા ગુફિરલહૂ

- આ મજલિસમાં મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ પોતાના બનાવો વિગતવાર વિસ્તારથી કહ્યા.
- આ મજલિસ લગભગ તહજ્જુદ અને સહરીના સમયે સમાપ્ત થઈ.
- બીજા દિવસે હઝરત સાહબ (દા.બ.) મુંબઈ તશરીફ લઈ ગયા.

[૨]

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ ઈલાહાબાદી દામત્ બરકાતુહુમ સાથે મુલાકાત અને વાતચીત

૮, શવ્વાલ, ૧૪૩૩ હિજરીસન મુતાબિક ૨૫, ઓગષ્ટ, ૨૦૧૨, શનિવારનાં દિવસે હઝરત મૌલાના શાહ મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ, ઈલાહાબાદી દામત્ બરકાતુહુમ વલસાડ, ખાટકીવાડમાં મુહતરમ જનાબ ગુલામનબીભાઈ બીવાલાના મકાન પર, સવારે

લગભગ ૧૨ વાગે તશરીફ લાવ્યા.

- મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ અને આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિર ફાતીવાલા ત્યાં અગાઉથી જ હાજર થઈ ગયા હતા.
- હઝરત દામત્ બરકાતુહુમ બપોરે મુંબઈ તશરીફ લઈ જનાર હતા, એટલે સમય ઓછો હતો અને વલસાડમાં મુલાકાતો, બયાન, બયઅત વગેરેનો ભરચક પ્રોગ્રામ હતો.
- અમે બન્નેએ હઝરત દામત્ બરકાતુહુમની મુલાકાત કરી.
- દારુલ ઉલૂમ, પારનેરાના મુહતમિમ મુહતરમ જનાબ મુહમ્મદ હનીફભાઈ બીવાલાએ હઝરત દામત્ બરકાતહુમ સાથે. મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂનો પરિચય કરાવ્યો.
- મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ હઝરત દામત્ બરકાતુહુમ સમક્ષ પોતાના બનાવો ટૂંકમાં બયાન કર્યા.
- સમય ખૂબ જ મર્યાદિત હોવાથી વિસ્તારથી વાતો થઈ ન શકી.

**સંપાદકની અરજ :**

- મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના બનાવોમાંથી મોટા ભાગના બનાવોમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ બન્ને બુઝુર્ગોને, આપના ઘરવાળાઓને અને આપના ખાનદાનવાળાઓને સલામ અર્ઝ કરવા માટે ફરમાવ્યું છે.
- મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના ઉમરહના બનાવ નંબર પાંચમાં આ બન્ને બુઝુર્ગોના બુલંદ મર્તબહની વાત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે સાફ શબ્દોમાં ફરમાવેલી છે.
- ઉપરના બન્ને કારણોના લીધે આ નાચીઝ સંપાદકનું એવું ગાલિબ ગુમાન છે કે ઉમરહના મજકૂર બનાવમાં હિન્દુસ્તાનમાં જે બે બુઝુર્ગોથી મુલાકાત થવાનો ઈશારો આપ સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમે ફરમાવેલો છે તે આ જ બે બુઝુર્ગો છે અને તેમની બન્નેની આ રીતે વલસાડમાં એક મહીનાના સમયગાળામાં મુલાકાત થઈ છે.

[અલ્લાહ તઆલા બેહતર જાણનાર છે.] وَاللّٰهُ اَعْلَمُ بِالصَّوَابْ

## [૯]

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખ્વાબમાં તશરીફ લાવ્યા અને અબ્દુલકાદિરભાઈના લખાણમાં એક વાકય ઉમેરવા સૂચના આપી

તા. ૧૦, શવ્વાલ, ૧૪૩૩ મુતાબિક ૨૯, ઓગષ્ટ, ૨૦૧૨, બુધવાર

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

- આજે રાતે મારા ઘરે હું સૂતો હતો ત્યારે રાતે ૧ : ૩૦ કલાકે મારા ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને બીજા એક બુઝુર્ગ તશરીફ લાવ્યા જેમને હું ઓળખતો નથી. બન્ને હઝરાત પ્રથમ અબ્દુલકાદિરભાઈને ત્યાં જઈને પછી મારી પાસે આવ્યા હતા.
- આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે,

"બેટા ! તમે અબ્દુલકાદિરભાઈ સાથે જે લખાણ લખીને તૈયાર કર્યું છે તેમાં ફલાણું એક વાકય લખવાનું ચુકી ગયા છો. તો તમે આજે સવારે ૧૦ વાગ્યા પછી અબ્દુલકાદિરભાઈ પાસે જશો. અમારા સલામ કહેશો અને દરરોજ તમે બન્ને જે રીતે બેસીને અહેવાલ લખો છો તે રીતે બેસીને તમારા લખાણમાં આ વાકય ઉમેરાવી લેશો."

- મૌલાના યૂનુસ મુનશી આ લખાણને કોમ્પ્યુટર પર ટાઈપ કરે છે તેમને પણ અમારા સલામ કહેશો અને તમારા બન્નેની પાસે તેમને

બેસાડીને આ વાત જણાવશો.

● તમે મૌલવી યૂનુસ મુનશીના વાલિદની બીમારપુરસી માટે તેમના ઈન્તિકાલના આગલા દિવસે સાંજે તેમના ઘરે ગ્રીનપાર્ક : ૨ ગયા હતા. અને તમે તેમના પર દમ કર્યો હતો અને પાણી પર દમ કરીને આપની ભત્રીજી સુમૈયાને આપ્યું હતું. તે પાણી તેણે તેના સસરાને પીવાડયું હતું. જેનાથી અલ્લાહ તઆલાએ બીજા દિવસે તેમને આસાની ફરમાવી દીધી હતી. એનાથી હું ઘણો ખૂશ છું. તમારી ભત્રીજી સુમૈયાને અને નવાસી હુમૈરાને પણ અમારા સલામ કહેશો.

# [૧૦]

**ધુમાડિયા ગામમાં શબ્બીરભાઈ ફાતીવાલાના ફાર્મમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ તશરીફ લાવ્યા અને અબ્દુલકાદિરભાઈને સલામ અને એક ખાસ સંદેશો કહેવા ફરમાવ્યું**

## ધુમાડિયા ગામનો ટૂંકો પરિચય

ધુમાડિયા વલસાડ શહેરથી આશરે પંદર કિલોમીટર દૂર આવેલું એક નાનું ગામ છે. મુસલમાનોના આશરે ૧૫૦ (દોઢસો) ઘરો છે. મસ્જિદ, મદ્રસા અને કબ્રસ્તાન પણ છે. લોકોનો મુખ્ય વ્યવસાય ખેતી છે.

અમારા મર્હૂમ મુહતરમ દાદા સાહબ જનાબ ફકીરભાઈ ફાતીવાલા (ચામડીયા)ના ઝમાનાથી આશરે ૧૫૦ (દોઢસો) વર્ષથી ત્યાં અમારા ફાતીવાલા ખાનદાનના ખેતરો છે.

અમારા ભાણેજ શબ્બીરભાઈ ફાતીવાલાએ આધુનિક પદ્ધતિથી

ખેતી કરવા માટે લાખો રૂપિયાના ખર્ચે એક મોટું ગ્રીન હાઉસ અત્યારે ધુમાડિયામાં પોતાના ખેતરમાં બનાવ્યું છે. મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ અને શબ્બીરભાઈના ફરઝંદ અકીલ અહમદ મજકૂર ગ્રીન હાઉસમાં દુઆ કરવા માટે ગયા હતા ત્યારનો આ બનાવ છે.

[ધુમાડિયા ગામનો પરિચય અહીં સમાપ્ત થયો.]

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

- હું અને ભાણેજ શબ્બીરભાઈ ફાતીવાલાના ફરઝંદ અકીલ અહમદ તા. ૧૨, શવ્વાલ, ૧૪૩૩ મુતાબિક ૩૧, ઓગષ્ટ, ૨૦૧૨, જુમ્અહના દિવસે જુમ્અહની નમાઝ વલસાડમાં અદા કરીને બપોરે મોટર સાઈકલ ઉપર ધુમાડિયા શબ્બીરભાઈના ફાર્મ ઉપર દુઆ માટે લગભગ ૩ :૧૫ કલાકે પહોંચ્યા.
- ફાર્મમાં દાખલ થતાં જ મેં જોયું કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ ફાર્મની બરાબર મધ્યમાં હાજર છે. હું નવાઈ પામ્યો. પાસે જઈને મેં સલામ કરી. અને મુલાકાત કરી.

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"બેટા ! અમે ૧૦ મિનિટ પહેલાંથી અહીં આવ્યા છીએ. અમે આ ગામમાં એક ગુંગો છોકરો ગુજરી જવાથી તેના દફનમાં શામિલ થવા કબ્રસ્તાન ગયા હતા."

- આ (ધુમાડિયા) ગામમાં તમારા ખાનદાનના લોકોના જે ખેતરો છે તે બધાંમાં અમે જઈને આવ્યા છીએ.
- તમારા હઝરત ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી જયારે પણ વલસાડ આવે ત્યારે ધુમાડિયા અને ધરમપૂરની મુલાકાત કરાવશો.
- ધરમપૂરના ઘણા લોકો એમનાથી બયઅત થવા ચાહે છે તો તેમને

બયઅત કરી લેવા જણાવશો.

- વલસાડ જતાં પહેલાં આ (ધુમાડિયા) ગામના કબ્રસ્તાનની પણ તમે મુલાકાત લેતા જશો.
- વલસાડ પહોંચીને તત્કાલ અબ્દુલકાદિરભાઈ પાસે જઈને અમારા સલામ કહેશો અને આ પૈગામ કહેશો કે આજે અસરની નમાઝ બા'દ તમારા ગામના કોઈ પણ કબ્રસ્તાને તમે જશો. દૂર ન જઈ શકો તો નજીકમાં જે કબ્રસ્તાન હોય ત્યાં જશો.

**સંપાદકની અરજ :**

અલ્હમ્દુલિલ્લાહ ! આ નાચીઝે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના ફરમાન મુજબ તે દિવસે પણ અમલ કર્યો હતો અને તે દિવસ પછી દરેક જુમ્અહના દિવસે અમલ કરવાની કોશિશ કરું છું. અલ્લાહ તઆલા ઈસ્તિકામત ફરમાવે. આમીન. – અબ્દુલકાદિર ફાતીવાલા

- તે પછી મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"તમારા ભાણેજ શબ્બીરભાઈ ફાતીવાલાને ત્યાં જઈને તેમની અહલિયાને અને ઘરવાળાઓને અમારા સલામ કહેશો અને આજના આ બનાવની જાણ કરશો. અને તેમની અહલિયાને ખાસ તાકીદ કરશો કે :

શબ્બીરભાઈનો (અબૂઝહબીથી) ફોન આવે તો માત્ર અમારા સલામ કહેશો. બીજી વિગતો ફોન ઉપર કહેશો નહિ. જયારે વલસાડ આવશે ત્યારે રૂબરૂ જણાવશો."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મજકૂર સૂચનાઓ

આપવા બા'દ શબ્બીરભાઈના ફાર્મ ઉપર ૧૦ મિનિટ સુધી અરબીમાં દુઆ ફરમાવી. અને અમે બધાંએ આમીન કહી.

તે પછી આપ બન્ને મુકદસ બુઝુર્ગો મુલાકાત અને સલામ કરીને ત્યાંથી વિદાય થયા.

# [૧૧]

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મર્હૂમ વાલિદ સાહબ રહિમહુલ્લાહુ ખ્વાબમાં તશરીફ લાવ્યા

તા. ૧૩ – ૯ – ૨૦૧૨,મુતાબિક ૨૫, શવ્વાલ, ૧૪૩૩ બુધવાર અને જુમેરાતની દરમિયાની રાત.

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

એ રાતે હું મારા મકાનમાં સૂતો હતો ત્યારે ૧ : ૩૦ કલાકે મારા ખ્વાબમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મર્હૂમ મુહતરમ વાલિદ સાહબ મહમદભાઈ ફાતીવાલા રહિમહુલ્લાહુ તશરીફ લાવ્યા.

- મેં બન્નેને સલામ કરી અને મુલાકાત કરી.
- ત્યાર બા'દ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આંખોમાંથી બે આંસૂઓ ટપકયા જે મેં ખ્વાબમાં જ મારા હાથમાં ઝીલી લીધા અને મારા ચહેરા પર ચોપડી લીધા.

### ભાડૂત પાસેથી મકાનનો કબજો મેળવવા માટે સલાહ–સૂચન

- ત્યાર બા'દ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે : "બેટા ! આપ ટેન્શન ઘણું રાખો છો. આપની મર્હૂમા વાલિદહના (ભાડે આપેલા મકાનનો) કબજો મેળવવા માટે ઘણાં ટેન્શનમાં રહો

છો પરંતુ ચિંતા કરશો નહિઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલા આ કામ ઘણું જ આસાનીથી કરાવી દેશે."

ત્યાર બા'દ ફરમાવ્યું કે :

"બેટા ! (કાલે) જુમેરાતે અસરની નમાઝ બા'દ અબ્દુલકાદિરભાઈને મસ્જિદે અકસા (મોટા ઘાંચીવાડ, વલસાડ)માં બેસાડીને અમારા બન્નેના તેમને સલામ કહેશો અને આ વાત તેમને કરશો અને તેમને કહેશો કે આ કામ માટે આપના ફલાણા સગાને વાત કરશો અને વાત કરવા પહેલાં તેમને મારા સલામ કહેશો અને તેમને મારા તરફથી કહેશો કે આ કામ તમારે પતાવવાનું છે. તમે કોશિશ કરશો તો ઈન્શાઅલ્લાહ આ કામ આસાન થઈ જશે. આ કામ કરવા બદલ અલ્લાહ તઆલા તમારા દુનિયાના અને આખિરતના કામોને આસાન ફરમાવશે. અને તમને જન્નતમાં મહેલ મળશે. ઈન્શાઅલ્લાહ.

અગર તમે ચાહો તો અમે એની લેખિત ગેરંટી (ખાતરી) અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી લખીને અમારી બન્ને ભાઈઓની સહી કરીને તમને આપીએ."

- ત્યાર બા'દ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ કામની સફળતા માટે દુઆ ફરમાવી.

**હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ ઈલાહાબાદી દામત્ બરકાતુહુમના બુલંદ મર્તબહ વિષે ઈશારો**

- ત્યાર બા'દ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"બેટા ! અગિયારમાંથી આપને બે બુઝુર્ગો મળવા માટે આવનાર હોવાનું મેં આપને (મદીનહ મુનવ્વરહમાં મુલાકાત વખતે) ફરમાવ્યું હતું. જેમાંથી એક આપના હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ

જયપૂરી, નકશબંદી, મુજદિદી દામત્ બરકાતુહુમ આપને મળવા માટે આ રમઝાન મુબારકમાં વલસાડ આવ્યા હતા.

- અને બીજા બુઝુર્ગ હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી દામત્ બરકાતુહુમ આપને રમઝાન બા'દ, આ શવ્વાલ મહિનામાં વલસાડમાં મળ્યા હતા.''

તે પછી અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

''બેટા ! હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી પણ આજના ઝમાનામાં ઘણી મોટી શખ્સિયત છે.

**મર્હૂમ વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પોતાની ખૂશી જાહેર ફરમાવી**

ત્યાર બા'દ મર્હૂમ મુહતરમ વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિની આંખોમાં આંસૂઓ આવી ગયા.

વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ મને કહ્યું કે :

''બેટા ! આ મારા ખૂશીના આંસૂઓ છે. અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જયારે આપણને બન્ને જહાનની કામિયાબીનો વાયદો ફરમાવે છે તો આપણે બીજી કઈ વસ્તુની જરૂર હોઈ શકે !

બેટા ! તું ઘણો આગળ વધી ગયો તેનાથી હું ઘણો ખૂશ છું.''

**આ સૌને સલામ કહેશો**

ત્યાર બા'દ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

- ''અબ્દુલકાદિરભાઈને મારા સલામ કહેશો અને
- ઘરવાળાઓને પણ મારા સલામ કહેશો અને

- આપના દામાદ મૌલવી મુહમ્મદ યૂનુસ મુનશીને પણ મારા સલામ કહેશો અને
- આપની ભત્રીજી સુમૈયાને પણ મારા સલામ કહેશો.''

ત્યાર બા'દ મર્હૂમ મુહતરમ વાલિદ સાહબ રહમતુલ્લાહિ અલયહિએ પણ પૂરા ખાનદાનને સલામ કહ્યા.

ત્યાર બા'દ બન્નેએ મારી મુલાકાત કરી અને જવા માટે ઈજાઝત લીધી. ત્યાર બા'દ રવાના થયા. અને મારી આંખો ખૂલી ગઈ તો મારા કમરામાં મને હળવી ખૂશબૂ આવતી મેહસૂસ થઈ.

## [૧૨]

## અબ્દુલકાદિરભાઈના ઘરે મજલિસમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત ખ્વાજા મુઈનુદીન ચિશ્તી સાહબ રહિમહુલ્લાહુ તથા ફરિશ્તાઓ તશરીફ લાવ્યા

‼ ૭, ઝિલકઅદહ, ૧૪૩૩ હિજરી મુતાબિક ૨૪–૯–૨૦૧૨ સોમવારે સાંજે અસરની નમાઝ બા'દ

‼ આજે સાંજે અસરની નમાઝ બા'દ લગભગ ૫ : ૪૫ કલાકે નવસારીથી હઝરત મૌલાના મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ ફુટવાલા નદવી દામત્ બરકાતુહુમ, હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખલીફાના સાહબઝાદહ અને બીજા ચાર શખ્સો આ નાચીઝ અબ્દુલકાદિરની મુલાકાત માટે ઘરે આવ્યા.

‼ • આ નાચીઝ લેખન માટેના મોટા ટેબલની જમણી તરફ ખુરશી ઉપર બેઠો હતો.
- મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ મારી બાજુના સોફા ઉપર

નાકા ઉપર બેઠા હતા.

- મુલાકાતે આવનારાઓ ટેબલની સામેના સોફા ઉપર બેઠા હતા.
- આ નાચીઝ મહેમાનો સાથે વાતો કરતો હતો. ખાસ કરીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત અને ઈત્તિબાઅ વિષે વાતો થઈ રહી હતી.

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

‼ એટલામાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહિમહુલ્લાહુ મજલિસમાં તશરીફ લાવ્યા.

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી (શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ)ની બાજુમાં સોફા ઉપર બેઠા.
- હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી સાહબ રહમતુલ્લાહિ અલયહિ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બાજુમાં સોફા ઉપર બેઠા.

‼ તે વખતે મને (મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂને) કંઈક ઝોંકુ આવી ગયું હતું.

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને હાથ વડે જગાડયો અને ફરમાવ્યું કે,

"બેટા સાંભળો ! મજલિસમાં દીનની વાતો થઈ રહી છે અને ફરતે કોણ લોકો ઊભા છે તે જુઓ ? "

મેં (મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ) જોયું કે ફરિશ્તાઓ ચારે તરફ ફરતે મજલિસને ઘેરીને ઊભા છે.

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સોફા ઉપરથી ઉઠીને ટેબલ પાસે મૂકેલી રીવોલ્વીંગ ચેર ઉપર બેઠા અને વાતો સાંભળતા રહ્યા."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે,

"બેટા ! અત્યારે મગરિબની અઝાનની તૈયારી છે. મસ્જિદમાં નમાઝ બા'દ અબ્દુલકાદિરભાઈને અને આ બધા મહેમાનોને બેસાડીને આ મંઝરની વાત કહેશો. અબ્દુલકાદિરભાઈ અને બધાં મહેમાનોને અમારા સલામ કહેશો. ઘરવાળાઓને, તમામ ખાનદાનવાળાઓને, આપના દોસ્તોને અને તમામ ચાહનારાઓને પણ અમારા સલામ કહેશો.

અબ્દુલકાદિરભાઈને કહેશો કે નમાઝ બા'દ બધાં મહેમાનોને ઘરે લઈ જશો અને તમારા બનાવો જે તેમણે લખ્યા છે તેમાંથી તેમને જે યોગ્ય લાગે તે બનાવ મહેમાનોને વાંચી સંભાળવશો."

‼ મગરિબની અઝાન થતા જ બધાં નમાઝ માટે મસ્જિદે ગયા.

‼ બન્ને બુઝુર્ગો મારી (શૌકત હુસૈનભાઈ સલ્લમહૂની) મુલાકાત કરીને તશરીફ લઈ ગયા.

‼ નમાઝ બા'દ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમની વાત મેં (શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ) બધાંને મસ્જિદમાં બેસાડીને કરી એટલે બધા અબ્દુલકાદિરભાઈના ઘરે પાછા આવ્યા. હું (શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ) પણ ત્યાં આવ્યો.

‼ અબ્દુલકાદિરભાઈએ અને બધાએ પ્રથમ ઈસાલે સવાબ કર્યો અને તે પછી અબ્દુલકાદિરભાઈએ મારો (શૌકત હુસૈનભાઈ સલ્લમહૂનો) બેહોશીનો અને લાંબું જીવન મળવાનો બનાવ તેમની હાજરીમાં બધાંને વાંચી સંભળાવ્યો.

‼ તે પછી આવેલા મહેમાનો મુલાકાત કરીને કારમાં નવસારી જવા માટે રવાના થયા.

## દાદા પીર રહમતુલ્લાહિ અલયહિનો બનાવ

આજના આ બનાવના અનુસંધાનમાં દાદા પીર રહમતુલ્લાહિ અલયહિનો એક બનાવ યાદ આવે છે.

દાદા પીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયત અલી સાહબ રહમતુલ્લાહિ અલયહિએ આપના ઈન્તિકાલથી પહેલાં સુરતના આખરી સફરમાં એક દિવસે રાતે સગરામપુરાની હિદાયત મસ્જિદમાં ઈશાની નમાઝ બા'દ ઝિક્રની મજલિસના અંતમાં ફરમાવ્યું હતું કે :

> "હે અઝીઝો ! તમે બધાં હંમેશા આજ પ્રમાણે ઝિક્રમાં મશગૂલ રહ્યા કરો. અત્યારે હું મારી આંખોથી જોઉં છું કે ફરિશ્તાઓએ તમને બધાંને પોતાની હારોના હલકામાં ઘેરી લીધા છે ! "

મજકૂર મજલિસમાં જેઓ હાજર હતા તેઓ પૈકી દાદા પીર રહમતુલ્લાહિ અલયહિના કેટલાક ખૂશનસીબ મુરીદો હજુ આજે પણ સુરતમાં હયાત છે.

## કાનપૂર, ઈલાહાબાદ, લખનૌ, મુંબઈના પ્રવાસના બનાવો

## [૧૩]

### કાનપૂરના સેમીનારમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ તશરીફ લાવ્યા

તારીખ : ૧૩, ઝિલકઅદહ, ૧૪૩૩ હિજરીસન મુતાબિક
૩૦, સપ્ટેમ્બર, ૨૦૧૨ ઈસ્વીસન, રવિવાર

સ્થળ : રાજેન્દ્ર સ્વરૂપ ઓડીટોરિયમ, સિવીલ લાઈન્સ, કાનપૂર
વિષય : '૨૧ મી સદીના સામાજિક અને આર્થિક પડકારો'

મજકૂર તારીખે અને સ્થળે, મજકૂર વિષય પર જામિઅતુલ હિદાયહ, જયપૂર તરફથી એક ઈતિહાસ સર્જક સેમીનાર થયો. દેશના ખૂણે ખૂણામાંથી આમંત્રિત લોકો એમાં શરીક થયા હતા.

ઈલેકટ્રોનિક અને પ્રિન્ટ મીડિયા સાથે સંકળાયેલા પત્રકારો અને સંવાદ દાતાઓ તથા ખબરપત્રીઓ પણ મોટી સંખ્યામાં હાજર હતા.

આ પ્રોગ્રામનું E. T.v. મારફતે સમગ્ર દેશ અને દુનિયામાં જીવંત પ્રસારણ કરવામાં આવ્યું. બીજા દિવસે અખબારોએ પણ આ સેમીનારના સમાચારને વિગતવાર અગ્રસ્થાને પ્રકાશિત કર્યા.

મહાન, વિશ્વપ્રસિદ્ધ મહા વિદ્યાલય, દારુલ ઉલૂમ નદવતુલ્ ઉલમા, લખનૌના નાઝિમ (નિમાયક) અને ઓલ ઈન્ડિયા મુસ્લિમ પર્સનલ્ લો બોર્ડના અધ્યક્ષ, હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ રાબિઅ હસની, નદવી હફિઝહુલ્લાહુના પ્રમુખ પદે આ સેમીનાર થનાર હતો, પરંતુ હઝરત મૌલાના પોતાની નાદુરુસ્ત તબીયતના કારણે શરીક થઈ શકયા નહિ, એટલે કેન્દ્ર સરકારના કાયદા મંત્રી અને લઘુમતિની બાબતોના પ્રધાન માનનીય જનાબ સલમાન ખુરશીદ સાહબના પ્રમુખ પદે સેમીનારની કાર્યવાહી કરવામાં આવી.

કાનપૂરના સાંસદ અને કેન્દ્ર સરકારના કોયલા મંત્રી શ્રી પ્રકાશ જયસ્વાલ મહેમાને ખાસની હૈસિયતથી શરીક થયા.

આ સેમીનારના રૂહેરવાઁ હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદિદી મદઝિલ્લુહુલ્ આલીએ ચાવીરૂપ પ્રવચન ફરમાવ્યું. હઝરતનું આ પ્રવચન ઊંડા સંશોધન અને જામિઈય્યત

(સર્વગ્રાહિતા)થી ભરપૂર હતું.

આપના પ્રવચન દરમિયાન સમગ્ર હોલમાં ખામોશી રહી. અને લોકો તનમય થઈને આપનું પ્રવચન સાંભળતા રહ્યા.

પચાસ મિનિટનું પ્રવચન શું હતું ? !

જાણે લોકોની દુ:ખતી રગ ઉપર આંગળી મૂકી દીધી હોય !

એમાં :

- ભૂતકાળની યાદો હતી,
- વર્તમાનકાળની વાતો હતી, અને
- ભવિષ્યકાળની યોજનાઓ હતી.

લોકોની આંખો કહી રહી હતી કે,

"હઝરત ! આપ આગળ વધો ! અમે આપની સાથે છીએ ! "

પૂરી જનમેદની ઝબાને હાલથી કહી રહી હતી કે :

"આપની અંદર મીરે કારવાઁના તે તમામ ગુણો મોજૂદ છે જેને શાઈરે ઈસ્લામ અલ્લમાહ ઈકબાલે આ શબ્દોમાં બયાન કર્યા છે :

**નિગહ બુલંદ, સુખન દિલનવાઝ, જાઁ પુરસોઝ;**
**યહી હૈ રખ્તે સફર મીરે કારવાઁકે લિએ.**

- આપણા દેશની પંચવર્ષિય યોજના શી છે ?
- એમાં લઘુમતિઓ માટે શું શું આયોજન થવું જોઈએ ?
- જો આ યોજનામાં મુસલમાન પોતાની આબાદી (વસ્તી) અને જરૂરત પ્રમાણે હિસ્સો નહીં મેળવશે તો ભવિષ્યમાં એની શી વિપરિત અસરો પૈદા થશે ?

એ બાબતમાં હઝરતની આંખો ખોલનારા લખાણ (પુસ્તક)ને

વાંચવું સર્વ લોકો માટે અનિવાર્ય છે; કે જેથી મુસલમાન પોતાના હકો (અધિકારો)ના માટે બેદાર (જાગૃત) અને પ્રવૃત્ત થાય અને પોતાના :

- તા'લીમી (શૈક્ષણિક)
- મઆશી (આર્થિક)
- સમાજી (સામાજિક) અને
- સિયાસી (રાજકીય)

પછાતપણાથી નીકળીને કામિયાબી અને સરબુલંદીની રાહો પર આગળ વધી શકે !

તે ક્ષણો યાદગાર ક્ષણો હતી જયારે આ એ'લાન કરવામાં આવ્યું કે :

હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદિદી દામત્ બરકાતુહુમની દુઆઓ અને સુંદર કોશિશોથી કાનપૂરના ગરીબ ખાનદાનો સાથે સંકળાયેલા ૧૦૦ (એકસો) વિદ્યાર્થીઓએ એન્જીનિયરીંગનું શિક્ષણ પરિપૂર્ણ કર્યું છે અને આવતા થોડા વરસોમાં ૫૦૦ (પાંચસો) વિદ્યાર્થીઓના એન્જીનિયર બનવાની આશા છે.

આ વિદ્યાર્થીઓ, પેલા વિદ્યાર્થીઓ સિવાયના છે જેઓ હઝરતની છત્રછાયામાં ક્રેસન્ટ એકેડેમીથી ગાઈટલાઈન અને કોચિંગ મેળવીને ઉચ્ચ કક્ષાની સ્પર્ધાત્મક કસોટીઓમાં કામિયાબ થયા છે.

આ મોકા પર હઝરત સાહબનું પુસ્તક :

'Towards 12 th. Plan, women and child Development' ની અનાવરણ ક્રિયા પણ કરવામાં આવી; અને હાજરજનોને વહેંચવામાં આવ્યું.

હઝરત અમીરે જામિઆએ હિન્દુસ્તાની મુસલમાનોના

શૈક્ષણિક અને સામાજિક પછાતપણાને દૂર કરવા માટે પોતાની તમામ સલાહિયતો અને શક્તિઓ વાપરી નાંખી છે.

દિવસની શાંતિ અને રાતની ઊંઘ કુર્બાન કરીને ઈસ્લામ અને મુસલમાનોની સરબુલંદીના માટે પોતાની જાતને વકફ કરી દીધી છે.

હિન્દુસ્તાની મુસલમાનોના શૈક્ષણિક, આર્થિક, રાજકીય અને સામાજિક અહેવાલની સાચી તસવીર, ન્યાયી સમીક્ષા, સ્પષ્ટ અવલોકન અને ભવિષ્યમાં અમલકારક વાતોને સમાવતા આપના ૧૧ (અગિયાર) પુસ્તકો, વિવિધ મોકાઓ પર પ્રકાશિત થયેલા છે.

આ કિતાબમાં મહિલાઓ અને બાળકોના કલ્યાણ અને ઉત્કર્ષ વિષે વિસ્તાર અને વિગતો સાથે ચર્ચા કરવામાં આવી છે.

હઝરતનું આ પુસ્તક હિન્દુસ્તાનમાં મહિલાઓ અને બાળકોની પ્રગતિ અને કલ્યાણમાંMilestone(માઈલનો પથ્થર) સાબિત થશે. મહિલાઓ અને બાળકોના સર્વમુખી કલ્યાણ અને ઉત્કર્ષ અને સુરક્ષાના માટે બારમી પંચવર્ષિય યોજનામાં ખાસ ધ્યાન આપવામાં આવશે.

આ પુસ્તક બિન સરકારી સંગઠનોને પણ તેના માટે પ્રવૃત્તિમય થવા માટે પ્રોત્સાહિત કરશે.

વલસાડથી અમે ત્રણ વ્યક્તિઓ :

[૧] આ નાચીઝ અબ્દુલકાદિર ફાતીવાલા
[૨] મારા નાના ભાઈ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ ફાતીવાલા
[૩] જનાબ ઈશ્તિયાકભાઈ ધમડાછાવાલા

તથા મુંબઈથી :

[૧] મુહતરમ જનાબ મુહમ્મદ બશીરભાઈ અઘાડી
[૨] અઝીઝ ઈરફાનભાઈ મુહમ્મદ બશીર અઘાડી

પણ મજકૂર સેમીનારમાં શરીક થયા હતા.

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહિમહુલ્લાહુની સેમીનારમાં હાજરી

મજકૂર સેમીનાર અને કાનપૂરના રોકાણ વિષે મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ પોતાના સ્વાનુભવની વાત કરતા અમને કહ્યું કે :

મજકૂર સેમીનારમાં જયારે હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ નકશબંદી મુજદિદી (દા.બ.)નું બયાન શરૂ થયું ત્યારે મેં જોયું કે સ્ટેજ ઉપર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી રહિમહુલ્લાહુ તશરીફ લાવ્યા અને હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ મુજદિદી (દા.બ.)ની બેઠકની જમણી બાજુ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને ડાબી બાજુ હઝરત ખ્વાજા સાહબ રહિમહુલ્લાહુ તશરીફ ફરમા થયા.

હું અને મુહતરમ અબ્દુલકાદિરભાઈ અને બીજા સાથીઓ સ્ટેજની સામે આમ શ્રોતાગણમાં બેઠા હતા. બન્ને બુઝુર્ગોએ મારી તરફ હાથના ઈશારાથી જણાવ્યું કે અમે આવ્યા છીએ.

હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ નકશબંદી મુજદિદી દામત્ બરકાતુહુમનું બયાન પૂરું થયું ત્યારે મેં જોયું કે બન્ને હઝરાત ઊભા થઈને મજલિસમાંથી રવાના થયા. રવાના થતી વખતે બન્ને બુઝુર્ગોની આંખોમાં આંસૂઓ હતા.

મારા મનમાં વિચાર આવ્યો કે કાશ ! હું બન્ને હઝરાતની નજીક હોત તો આંસૂઓ હાથમાં ઝીલી લઈને ચહેરા ઉપર ચોપડી દેતે.

આપ હઝરાતની સાથે મારી મુલાકાત ન થઈ તે બદલ દિલમાં રંજ થયો.

# [૧૪]

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી સાહબ રહમતુલ્લાહિ અલયહિ કાનપૂરની હોટલમાં મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ પાસે તશરીફ લાવ્યા

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

સાંજે અસરની નમાઝ બા'દ ઘંટાઘર, કાનપૂર નજીક અમારી હોટલમાં ઉતારા પર અમારા રૂમમાં હું આરામ કરતો હતો ત્યારે બન્ને બુઝુર્ગો ત્યાં તશરીફ લાવ્યા અને મને જગાડયો. હું જાગીને બેસી ગયો. અને સલામ કરી.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે :

"બેટા ! સેમીનારમાં અમારી મુલાકાત ન થવાનો તમને રંજ થયો તેના કારણે અમે અહીં અત્યારે હોટલમાં તમારી મુલાકાત માટે આવ્યા છીએ. બેટા ! ફલાણા કારણે અમે મજલિસમાંથી જલ્દી ઊઠી ગયા હતા અને ચાલ્યા ગયા હતા. આ કારણ અબ્દુલકાદિરભાઈ સિવાય બીજા કોઈને કહેશો નહિ."

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંખોમાંથી આંસૂઓ નીકળ્યા જે મેં હાથમાં ઝીલી લીધા અને ચહેરા ઉપર ચોપડી લીધા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"બેટા ! અમે જઈએ છીએ."

તે પછી બન્ને બુઝુર્ગોએ મારી સાથે મુલાકાત અને મુઆનકહ કર્યો અને મારા બન્ને ગાલો અને પેશાની ઉપર બોસો આપ્યો.

ત્યાર બા'દ ફરમાવ્યું કે :

- "આપના હઝરત મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી દામત્ બરકાતુહુમને તથા
- આપના ભાઈ અબ્દુલકાદિરભાઈને તથા
- આપની સાથે આવનારા સાથીઓને તથા
- આપના ઘરવાળાઓને અને
- આપના ખાનદાનવાળાઓને અને
- આપને ચાહનારાઓને

અમારા સલામ કહેશો."

ત્યાર બા'દ બન્ને બુઝુર્ગો ત્યાંથી તશરીફ લઈ ગયા.

આપના તશરીફ લઈ જવા પછી અમારા કમરામાં મગરિબ સુધી ખૂશ્બૂ આવતી રહી.

રાતે ઈશાની નમાઝ બા'દ, હઝરત અકદસ મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ (દા.બ.) હોટલમાં અબ્દુલકાદિરભાઈના કમરામાં તશરીફ લાવ્યા. હું પણ ત્યાં હાજર હતો.

ત્યાં અમારા ત્રણ વચ્ચે એકાંતમાં ખાનગી વાતચીત થઈ.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા સાહબ રહમતુલ્લાહિ અલયહિની સવારે સેમીનારમાં હાજરીની અને સાંજે અસર બા'દ હોટલના કમરામાં તશરીફ લાવવાની વાત મેં આપને કરી.

હઝરત સાહબ દામત્ બરકાતુહુમ ઘણાં ખૂશ થઈ ગયા.

# [૧૫]

## હઝરત મૌલાના શાહ મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ (દા.બ.)ની મુલાકાત માટે ઈલાહાબાદનો પ્રવાસ

‼ ૧૪, ઝીકઅદહ, ૧૪૩૩ મુતાબિક ૧, ઓકટોબર, ૨૦૧૨

**સંપાદકની અરજ :**

બનાવ નંબર : ૮ માં આ નાચીઝ સંપાદકે લખ્યું છે કે :

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના બનાવોમાંથી ખૂબ ઓછા એવા બનાવો હશે કે જેમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ બે બુઝુર્ગોને, તેમના ઘરવાળાઓને અને તેમના ખાનદાનવાળાઓને સલામ અર્ઝ કરવા ફરમાવ્યું ન હોય !

[૧] હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી દામત્ બરકાતુહુમ અને
[૨] હઝરત મૌલાના શાહ મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ ઈલાહાબાદી દામત્ બરકાતુહુમ

એટલે જ્યારે અમે ઉપર નંબર : ૧ માં દર્શાવેલા મુહતરમ બુઝુર્ગના સેમીનારમાં શરીક થવા માટે કાનપૂરનો સફર કર્યો, તો કુદરતી રીતે અમારા દિલમાં અલ્લાહ તઆલાએ આ વિચાર નાંખ્યો કે નંબર : ૨ (બે)માં જેમના નામનો ઉલ્લેખ છે તે બુઝુર્ગનું વતન ઈલાહાબાદ પણ કાનપૂરથી નજીક જ છે, તો કેમ ન તેમની મુલાકાત અને સુહબતનો શર્ફ હાસિલ કરવામાં ન આવે ? !

એટલે અમે કાનપૂરથી ૧૪, ઝીકઅદહ, ૧૪૩૩ મુતાબિક ૧,

ઓકટોબર, ૨૦૧૨ સોમવારના રોજ સવારે સાત વાગ્યાની ટ્રેઈનથી ઈલાહાબા'દ રવાના થયા.

‼ મુહમ્મદ બશીરભાઈ અઘાડી,
‼ ઈરફાનભાઈ અઘાડી અને
‼ ઈશ્તિયાકભાઈ ધમડાછાવાલા
અમારી સાથે હતા.

ઈલાહાબા'દ અગિયાર વાગે પહોંચ્યા. હઝરત દામત્ બરકાતુહુમના સાહબઝાદહ મૌલાના અબ્દુલ્લાહ સાહબ દામત્ બરકાતુહુમ અમને લેવા માટે સ્ટેશન પર તશરીફ લાવ્યા હતા. એમની સાથે કારમાં હઝરત દામત્ બરકાતુહુમની પાસે ગયા.

ઈલાહાબા'દમાં અમે બીજા દિવસે બપોરે ત્રણ વાગ્યા સુધી રોકાયા એ દરમિયાન :

(૧) હઝરત દામત્ બરકાતુહુમની મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ સાથે એકાંતમાં ખાનગી વાતો થઈ.

(૨) હઝરતના પીર હઝરત અહમદ મુહમ્મદ પ્રતાપગઢી રહિમહુલ્લાહુના મઝારે મુબારકની અમે ઝિયારત કરી ઈસાલે સવાબ કર્યો.

(૩) ગંગા–જમના નદીઓના સંગમ આગળ બન્ને નદીઓના પાણી સ્પષ્ટ રીતે અલગ વહેતા જોઈ અલ્લાહ તઆલાની અદભુત કુદરતનો અનુભવ થયો.

(૪) ઝામ્બિયાથી હઝરતના ખલીફા હઝરત મૌલાના ઈકબાલ સાહબ દામત્ બરકાતુહુમ અને વલસાડથી દારુલ ઉલૂમ, પારનેરાના મુહતમિમ જનાબ મુહમ્મદ હનીફભાઈ બીવાલદામત્ બરકાતુહુમ પણ ત્યાં તશરીફ લાવ્યા હતા. તેમના સાથે પણ મુલાકાત અને વાતો કરવાનો શર્ફ હાસિલ થયો.

હઝરત દામત્ બરકાતુહુમએ, આપના સાહબઝાદાઓએ અને ખાદિમોએ અમારી ઘણી સેવા–સરભરા અને મહેમાનનવાઝી કરી, તે બદલ અમે એમના બધાંના આભારી છીએ.

# [૧૬]

## લખનૌમાં બે બુઝુર્ગોની મુલાકાત

‼ ૧૬, ઝીકઅદહ, ૧૪૩૩ મુતાબિક ૩, ઓકટોબર, ૨૦૧૨

અમારે મુંબઈ જવા માટે લખનૌથી ફલાઈટમાં બેસવાનું હતું એટલે ઈલાહાબા'દથી મંગળવારે બપોરે ટ્રેઈનમાં રવાના થઈ રાતે લખનૌ પહોંચ્યા. ત્યાં 'હોટલ રિદા'માં અમારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ દામત્ બરકાતુહુમએ અમારા માટે ઉતારાની અને ખાવા–પીવા વગેરેની તમામ વ્યવસ્થા અગાઉથી કરી હતી એટલે અમે ત્યાં રોકાયા.

### મર્હૂમ હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના ખાસ નિકટના મુરીદ અને એક દારુલ ઉલૂમના મુહતમિમ વયોવૃદ્ધ બુઝુર્ગથી હોટલમાં મુલાકાત અને રાત્રે બે વાગ્યા સુધી વાતચીત

હોટલમાં અમારા મર્હૂમ પીર સાહેબ હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિના ખૂબ જ નિકટના મુરીદ, પ્રખર આલિમ, મદ્રસહ અરબિયહ હિદાયતુલ ઈસ્લામ, મછરિયા, જિલ્લા : કાનપૂરના મુહતમિમ, વયોવૃદ્ધ જનાબ હઝરત મૌલાના મુખ્તાર અહસન સાહબ દામત્ બરકાતુહુમ સાથે મુલાકાત અને મજલિસ થઈ. આપે હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિ સાથેના પોતાના નિકટના સંબંધો અને મહત્ત્વના બનાવોની

વાતો કરી. લગભગ રાતે બે વાગે મજલિસ પૂરી થઈ.

### હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ રાબિઅ સાહબ હસની, નદવી દામત્ બરકાતુહુમથી નદવહમાં મુલાકાત અને વાતચીત

બુધવારે સવારે એરપોર્ટ જતી વખતે અમે પ્રથમ નદવતુલ ઉલમા, લખનૌ ગયા. ત્યાં નદવહના નાઝિમ અને મુસ્લિમ પર્સનલ લો બોર્ડના પ્રમુખ હઝરત મૌલાના સય્યિદ મુહમ્મદ રાબિઅ સાહબ હસની, નદવી (દા.બ.)ની મુલાકાત અને વાતચીતનો શર્ફ હાસિલ કર્યો. ત્યાંથી એરપોર્ટ પહોંચી મુંબઈ જવા માટે ફલાઈટમાં બેઠા.

બુધવારે સાંજે મુંબઈ પહોંચ્યા. રાતે અમારા મુહસિન અને રફીકે મુહતરમ જનાબ મુહમ્મદ બશીરભાઈ અઘાડીને ત્યાં રોકાયા.

જુમેરાતે મુંબઈમાં આખો દિવસ રોકાયા.

### મર્હૂમ હઝરત સાહબ રહમતુલ્લાહિ અલયહિના મીનારા મસ્જિદની સામેના ઉતારાની મુલાકાત

અમારા હઝરત મૌલાના શાહ મુહમ્મદ અબ્દુર્રહીમ સાહબ રહિમહુલ્લાહુ મુંબઈમાં, મિનારા મસ્જિદની સામે, મર્હૂમ મુહતરમ મુહમ્મદ હુસૈનભાઈની કોસ્મો ટ્રાન્સપોર્ટની ઓફિસમાં કિયામ ફરમાવતા હતા તે જગાની ઝિયારત કરી. પુરાની યાદો દિલમાં ઊભરી આવી.

### અઘાડી પરિવારની મુહબ્બત અને મેઝબાની તથા ખિદમતો

મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી પ્રથમ પોતાની ઓફિસે અને પછી આપના પુત્ર ઈરફાનભાઈની ઓફિસે લઈ ગયા. બન્ને જગાએ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ પાસે દુઆ કરાવી. અમે આમીન કહી. આખો દિવસ મુહમ્મદ બશીરભાઈ અઘાડીએ, આપના

પુત્રોએ અને ઘરવાળાઓએ અમારી ઉમદહ મેઝબાની અને ખિદમતો ફરમાવી. જઝાકુમુલ્લાહુ ફિદારૈન.

‼

મુંબઈથી સાંજે ૬ : ૦૦ કલાકે ફલાઈંગ રાની ટ્રેઈનમાં અમે વલસાડ જવા રવાના થયા. મુહતરમ બશીરભાઈ અને એમના બે પુત્રો અમને વિદાય કરવા માટે સ્ટેશને આવ્યા.

# કાનપૂર વગેરેના પ્રવાસેથી વલસાડ પરત આવ્યા પછીના બનાવો

## [૧૭]

### કાનપૂર વગેરેના પ્રવાસેથી વલસાડ પહોંચ્યા ત્યારે અમારી ખૈરિયત જાણવા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમારા ઘરે તશરીફ લાવ્યા

‼ ૧૭, ઝીકઅદહ, ૧૪૩૩ મુતાબિક ૪, ઓકટોબર, ૨૦૧૨, જુમેરાત

‼ એ દિવસે મુંબઈથી સાંજે ટ્રેઈનમાં રવાના થયા અને રાતે લગભગ નવ વાગે અમે વલસાડ સ્ટેશને પહોંચ્યા.

‼ સ્ટેશનથી રીક્ષામાં બેસી ઘરે ગયા.

‼ આ નાચીઝ સંપાદકનું ઘર પ્રથમ આવતું હોવાથી હું રીક્ષામાંથી ઉતરી ઘરમાં ગયો.

‼ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ રીક્ષામાં જ આગળ પોતાના ઘરે ગયા.

## આખા ઘરમાં નૂર જ નૂર દેખાયું

હું જેવો ઘરમાં દાખલ થયો તો મને મારા આખા ઘરમાં ખૂબ જ નૂરાનિયત નઝર આવી. મારા પરિવારજનો લગભગ બધાં જ હાજર હતા. મેં ઘરમાં નૂરાનિયતની વાત તેમને જણાવી. બધાં ઘરવાળાઓને પણ એવું જ મેહસૂસ થયું. બધાં ખૂબ જ નવાઈ પામ્યા પરંતુ કારણ અમને સમજાયું નહિ !

ત્રીજા દિવસે મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ મારી પાસે આવ્યા અને મને સીધો જ પ્રશ્ન પૂછયો :

"ભાઈ ! તે દિવસે રાત્રે મુંબઈથી આવ્યા ત્યારે તમને ઘરમાં કંઈ નૂર દેખાયું હતું ? "

મેં કહ્યું કે :

"હાં, ઘરના બધાં લોકોએ પણ નૂર જોયું હતું."

તેમણે કહ્યું કે :

"તે દિવસે રીક્ષામાંથી ઉતરીને હું ઘરમાં ગયો ત્યારે મને પણ આખા ઘરમાં નૂર નઝર આવ્યું."

તે પછી મેં જોયું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી પાસે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે :

"બેટા ! અત્યારે પ્રથમ હું અબ્દુલકાદિરભાઈના ઘરે જઈને પછી તમારી પાસે આવ્યો છું. તમે બન્ને પ્રવાસથી ખૈરિયતની સાથે આવી ગયા ? તમારી ખૈરિયત જાણવા માટે જ હું આવ્યો છું."

તે પછી સલામ કરીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પાછા તશરીફ લઈ ગયા."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂની વાતથી અમારા ઘરની તે રાતની નૂરાનિયતની વાત સમજમાં આવી કે એ નૂરાનિયત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અમારા ઘરે તશરીફ આવરીના કારણે હતી.

પોતાના ઉમ્મતીઓ પર માતા–પિતાના કરતાં પણ અપાર મુહબ્બત અને શફકત રાખનાર આવા શફીક, કરીમ અને રહીમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર જાન અને માલ બધું જ કુર્બાન કરી દેવામાં આવે તો પણ કમ છે.

**યા રબ ! તૂ કરીમી વ રસૂલે તૂ કરીમ,**
**સદ શુક્ર કે હસ્તીમ મિયાને દો કરીમ.**

## [૧૮]

## ભાણેજ શબ્બીરભાઈ ફાતીવાલાના મકાનમાં મજલિસમાં ફરિશ્તાઓની હાજરી

તારીખ : ૨૦, ઝીકઅદહ, ૧૪૩૩ હિજરીસન મુતાબિક
૭–૧૦–૨૦૧૨, રવિવાર

એ દિવસે રાતે અમારા ભાણેજ શબ્બીરભાઈ ફાતીવાલાએ પોતાના ઘરે ફાતીવાલા ખાનદાનના વડીલ મર્હૂમ જનાબ ફકીરભાઈ ફાતીવાલા (રહ.)ના પુત્રોના પરિવારોને ખાવાની દા'વત આપી હતી.

ઈશા બા'દ ભોજન બા'દ તમામ હાજરજનોની એક મજલિસ રાખવામાં આવી જેમાં મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના બનાવો આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિરે વાંચી સંભળાવ્યા. જેથી ખાનદાનના લોકો પણ આ વાતોથી પરિચિત થાય.

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ પણ મજલિસમાં હાજર હતા. આપે કહ્યું કે :

‘‘બધાંએ ઈસાલે સવાબ કર્યા બા’દ મજલિસમાં અબ્દુલકાદિરભાઈએ મારા બનાવો વાંચવાના શરૂ કર્યા ત્યારે ફરિશ્તાઓએ મજલિસને ફરતેથી ઘેરી લીધી હોવાનું મેં જોયું અને રાતે લગભગ એક વાગે મજલિસ પૂરી થઈ ત્યાં સુધી ફરિશ્તાઓ હાજર હતા. મજલિસ પૂરી થવા બા’દ ફરિશ્તાઓ ત્યાંથી ચાલ્યા ગયા.’’

## [૧૯]

## ચલેઠા ગામમાં હઝરત મૌલાના યા’કૂબ સાહબ દામત્ બરકાતુહુમની મુલાકાત અને વાતચીત વખતે તેમના મકાનમાં ફરિશ્તાઓની હાજરી

તા. ૨૧, ઝીલકઅદહ, ૧૪૩૩ હિજરી સન મુતાબિક
તા. ૮, ઓકટોબર, ૨૦૧૨ ઈસ્વીસન, સોમવાર

જામિઅહ હુસૈનિયહ, રાંદેરના ફારિગ પ્રખર આલિમ અને આમિલ હઝરત મૌલાના યા’કૂબ સાહબ, ચલેઠાવાલાની દા’વત પર મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ, આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિર ફાતીવાલા અને મર્હૂમ જનાબ ગુલામબશીરભાઈ કદમના સાહબઝાદા ઝહીરભાઈ કદમ એ દિવસે ઝહીરભાઈની કારમાં સવારે ૮:૦૦ કલાકે વલસાડથી ચલેઠા જવા રવાના થયા.

ત્યાં સવારે ૧૦ વાગે પંહોચ્યા.

હઝરત મૌલાના અમારો ઈન્તિઝાર કરતા હતા.

સવારે ૧૦ થી ૧૨ વાગ્યા સુધી તેમના ઘરમાં તેમની સાથે દીનની અને મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના બનાવોની વાતો થતી રહી. ત્યાર બા'દ તેમના તરફથી મેઝબાની કરવામાં આવી.

ત્યાંથી વલસાડ રવાના થયા ત્યારે કારમાં મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ અમને કહ્યું કે :

> 'હઝરત મૌલાના યા'કૂબ સાહબ (દા.બ.)ના મકાનમાં આપણી ૧૦ થી ૧૨ વાગ્યા સુધી જે મજલિસ થઈ તે મજલિસને ઘેરીને ચારો તરફ ફરિશ્તાઓ ઊભા હોવાનું મેં જોયું.'

## [૨૦]

## મોટા ભાઈ ગુલામનબી ફાતીવાલાના મકાનમાં મજલિસમાં ફરિશ્તાઓની હાજરી

તા. ૨૨, ઝીલકઅદહ, ૧૪૩૩ હિજરી સન મુતાબિક
તા. ૯, ઓકટોબર, ૨૦૧૨ ઈસ્વીસન, મંગળવાર

એ દિવસે રાતે અમારા મોટા ભાઈ ગુલામનબીભાઈના સાહબઝાદહ ઈનાયત, જેઓ લેસ્ટર (યુ.કે.)થી આવ્યા હતા તેમણે પણ પોતાના મકાનમાં ફાતીવાલા ખાનદાનના મર્હૂમ વડીલ જનાબ ફકીરભાઈ ફાતીવાલા રહમતુલ્લાહિ અલયહિના પુત્રોના પરિવારોને ખાવાની દા'વત આપી હતી.

ઈશા બા'દ ભોજન બા'દ તમામ હાજરજનોની મજલિસ રાખવામાં આવી જેમાં ગયા સોમવારની મજલિસમાં બાકી રહેલા બનાવો આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિરે વાંચી સંભળાવ્યા.

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ પણ મજલિસમાં હાજર હતા. આપે કહ્યું કે :

"તમામ હાજરજનોએ ઈસાલે સવાબ કરવા બા'દ અબ્દુલકાદિરભાઈએ તે દિવસની મજલિસમાં બાકી રહેલા મારા બનાવો વાંચવા શરૂ કર્યા ત્યારે તે દિવસની જેમ જ અહીં પણ ફરિશ્તાઓએ તશરીફ લાવીને મજલિસને ઘેરી લીધી હોવાનું મેં જોયું. રાતે ૧ : ૦૦ (એક) વાગે મજલિસ પૂરી થઈ ત્યાં સુધી ફરિશ્તાઓ પણ હાજર રહ્યા હતા. મજલિસ પૂરી થવા બા'દ ફરિશ્તાઓ ત્યાંથી તશરીફ લઈ ગયા."

## [૨૧]

**ભત્રીજા ઈનાયત ફાતીવાલાના નવા બંધાનારા એપાર્ટમેન્ટના પ્લોટ પર દુઆ કરવા માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહિમહુલ્લાહુ તશરીફ લાવ્યા**

તા. ૨૩, ઝીકઅદહ, ૧૪૩૩ હિજરી સન મુતાબિક
તા. ૧૦, ઓકટોબર, ૨૦૧૨ ઈસ્વીસન, બુધવાર

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

"એ દિવસે સવારે ફજરની નમાઝ બા'દ હું મસ્જિદે અકસા, મોટા ઘાંચીવાડ, વલસાડમાં દુરૂદ શરીફના ઝિક્રમાં મશગૂલ હતો ત્યારે લગભગ ૭ : ૪૫ કલાકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી રહિમહુલ્લાહુ મારી પાસે તશરીફ લાવ્યા.

વિશિષ્ટ ખૂશ્બૂના કારણે મને આપના તશરીફ લાવવાની જાણ થઈ. હું ઊભો થઈ ગયો. બન્નેને મેં પ્રથમ સલામ કરી. પછી મુલાકાત અને મુઆનકહ કર્યો. બન્ને બુઝુર્ગોએ મારા બન્ને ગાલ અને પેશાની ઉપર બોસો આપ્યો.''

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે :

''બેટા ! આપના ભત્રીજા ઈનાયત ગુલામનબી ફાતીવાલાએ તેમના નિર્માણ થનારા એપાર્ટમેન્ટના પ્રોજેકટ માટે આજે દુઆનો પ્રોગ્રામ સવારે ૧૦ કલાકે નકકી કર્યો છે પરંતુ આપણે અત્યારે જ ત્યાં જઈને દુઆ કરીએ.''

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ ફરમાવ્યું કે :

અમે ત્રણે જણા પગપાળા ચાલતા ધનભૂરા રોડ ઉપર મજકૂર પ્રોજેકટની જમીન ઉપર ગયા. ત્યાં મધ્યમાં એક પથ્થરની પાસે અમે ત્રણે જણા ઊભા રહ્યા.

તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ત્યાં દસથી બાર મિનિટ સુધી અરબીમાં દુઆ ફરમાવી અને અમે બન્નેએ આમીન કહી.

દુઆ બા'દ બન્ને બુઝુર્ગોની આંખોમાંથી આંસૂઓ ટપકયા જે મેં ઝીલી લઈને મારા ચહેરા પર ચોપડી લીધા.

ત્યાર બા'દ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

''બેટા ! આ અમારા ખૂશીના આંસૂઓ છે.

‼ તમારા હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી, જયપૂરી (દા.બ.) અને એમના ઘરવાળાઓને અને

‼ હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબા'દી દામત્ બરકાતુહુમને તથા

‼ તમારા ભત્રીજા ઈનાયતને અને

‼ મોટા ભાઈ અબ્દુલકાદિરભાઈને અને

‼ ઘરના તમામ સભ્યોને અને ખાનદાનના તમામ લોકોને અને

‼ તમારા દોસ્તોને અને તમારા ચાહનારાઓને

અમારા તરફથી સલામ કહેશો."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે :

તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ભત્રીજા ઈનાયતને કહેવા માટે કેટલીક નસીહતો મને ફરમાવી.

તે પછી બન્ને બુઝુર્ગો સલામ બા'દ તશરીફ લઈ ગયા.

મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ફરમાવેલી નસીહતો ભત્રીજા ઈનાયતને બુધવારે સાંજે જ તેમના વલસાડથી યુ.કે. જવા માટે રવાના થતા પહેલાં ખાનગીમાં જણાવી.

ભત્રીજા ઈનાયતે પણ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આ કીમતી નસીહતો પર અમલ કરવાની મને ખાતરી આપી.

## હજના સફરના બનાવો

### હિજરીસન ૧૪૩૩ મુતાબિક ઈસ્વીસન ૨૦૧૨

## [૨૨]

## મુંબઈથી જિદ્દહ અને ત્યાંથી અઝીઝિયહ

‼ ૩, ઝિલહજ, ૧૪૩૩ મુતાબિક ૨૦, ઓકટોબર, ૨૦૧૨, શનિવારના રોજ નીચે પ્રમાણે અમારું સાત વ્યકિતઓનું ગ્રુપ, મુંબઈની કોસ્મિક ટૂરમાં, મુંબઈથી સવારે ૯ : ૦૦ કલાકે હજજે ઈફરાદનો એહરામ બાંધી, સઊદી એરલાઈન્સમાં હજ માટે જિદ્દહ જવા રવાના થયું :

[૧] આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિર ફાતીવાલા
[૨] કમરુન્નિસા ફાતીવાલા (પત્ની)
[૩] મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા સલ્લમહૂ (ભાઈ)
[૪] નૂરજહાન શૌકત હુસૈનભાઈ ફાતીવાલા (શૌકતભાઈના પત્ની)
[૫] મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી (મુંબઈ) (પીરભાઈ)
[૬] મુહતરમા ફેહમીદાબહેન અઘાડી (બશીરભાઈના પત્ની)
[૭] મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમી (બશીરભાઈના પુત્ર)

‼ બપોરે જિદ્દહ પહોંચ્યા.

‼ ટૂરવાળાએ શરૂઆતમાં મક્કા મુઅઝઝમાથી દૂર, અઝીઝિયહ નામના સ્થળે, એક હોટલમાં, એક જ રૂમમાં, અમને સાતેય જણાને એક સાથે, ઉતારો આપ્યો.

‼ આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિર ફાતીવાલાની પુત્રી અતિયહ અને

નવાસો અહમદ કબીર નવસારીની અસ-સફા ટૂરમાં હજ પઢવા માટે આવ્યા હતા તેઓ પણ અઝીઝિયહમાં બીજી હોટલમાં હતા.

‼ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ દરરોજ પોતાના બનાવો આ નાચીઝને જણાવીને લખાવતા હતા જે સંપાદિત કરીને હવે પેશ કરું છું :

## [૨૩]

**હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ મદદ માટે હરમ શરીફના સહનમાં તશરીફ લાવ્યા**

‼ (સઊદી કેલેન્ડર પ્રમાણે) ૫, ઝિલહજ, ૧૪૩૩ મુતાબિક ૨૧, ઓકટોબર, ૨૦૧૨, રવિવાર, સાંજે અસરની નમાઝ બા'દ સમય લગભગ ૫ : ૩૦

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂનું બયાન છે કે :

- એ સમયે હું હરમ શરીફના છ અને સાત નંબરના ગેઈટની સામે બહાર સહનમાં હતો અને એકાએક વાવાઝોડું અને વરસાદ શરૂ થઈ ગયા !
- છત્ર-છાયા મેળવવા માટે લોકોમાં ભાગદોડ મચી ગઈ.
- મારી નજીક બ્રીજની છત્ર-છાયામાં લોકો બેઠા હતા પરંતુ ત્યાં જગ્યા જણાતી ન હતી.
- અચાનક મને ખૂશ્બૂ મહેસૂસ થઈ.
- મેં જોયું કે :
  - હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને
  - હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી, અજમેરી રહિમહુલ્લાહુ મારી પાસે તશરીફ લાવ્યા.

- કિતાબોમાં વાંચ્યા પ્રમાણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હયાતે મુબારકમાં આવા પ્રસંગે આપના મુખ પર જે ચિંતાના ભાવો થતા તેવા જ મુખભાવો અત્યારે મેં જોયા !
- મેં બન્ને બુઝુર્ગોને સલામ કરી.
- મારી સલામનો જવાબ આપીને ફરમાવ્યું કે :

“બેટા ! ચિંતા ન કરો ! ઈન્શાઅલ્લાહ આપને મદદ મળી જશે ! ”

- તરત જ બ્રીજ નીચે બેઠેલા લોકોમાંથી એક શખ્સે મને અવાજ આપીને બોલાવ્યો અને પોતાની પાસે જગ્યા કરીને બેસાડયો.
- હું ત્યાં બેસી ગયો પછી બન્ને બુઝુર્ગોએ મને ફરમાવ્યું કે :

“આપની સાથે (હજમાં) આવેલા તમામ સાથીઓને હમારા સલામ કહેશો. બેટા ! અમે જઈએ છીએ. ફિકર–ચિંતા કરશો નહિ.”

આ પ્રમાણે ફરમાવીને બન્ને બુઝુર્ગો ત્યાંથી તશરીફ લઈ ગયા.

- મને પોતાની પાસે બેસાડનાર પેલા શખ્સે મને પૂછયું કે :

“તમે કોની સાથે વાતો કરતા હતા ? !
મને અવાજ સંભળાતો હતો પરંતુ કોઈ દેખાતું ન હતું ! ”

મેં કંઈ જવાબ ન આપ્યો.

એટલામાં જ મગરિબની અઝાન થઈ એટલે વાત ત્યાં જ અટકી ગઈ અને મને મનમાં રાહત થઈ ગઈ.

- વાવાઝોડું અને વરસાદ પણ થંભી ગયા.

## [૨૪]

## અઝીઝિયહમાં બયાનની મજલિસમાં ફરિશ્તાઓની ઝિયારત

‼ સોમવાર, ૬, ઝિલહજ, ૧૪૩૩ મુતાબિક ૨૨, ઓકટોબર, ૨૦૧૨

- એ દિવસે અઝીઝિયહમાં, અમારી હોટલની બહાર, ચોગાનમાં અમારી કોસ્મિક ટૂર એન્ડ ટ્રાવેલ્સ તરફથી પાકિસ્તાનના મશહૂર તકરીરકર્તા જનાબ મૌલાના કારી તારીક જમીલ સાહબનું બયાન રાખ્યું હતું.
- આકસ્મિક સંજોગોના કારણે આપ આવી શકયા ન હતા એટલે મુંબઈના એક દીની કાર્યકર્તાએ લગભગ એક કલાક બયાન કર્યું.
- બયાન બા'દ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ અમને જણાવ્યું કે :

"બયાન દરમિયાન આખી મજલિસને ઘેરીને ફરિશ્તા ઊભા હોવાનું મેં જોયું. બયાન બા'દ તેઓ તશરીફ લઈ ગયા."

## [૨૫]

## મીનામાં બયાનની મજલિસમાં ફરિશ્તાઓની ઝિયારત

‼ બુધવાર, ૮, ઝિલહજ, ૧૪૩૩ મુતાબિક ૨૪, ઓકટોબર, ૨૦૧૨

- અમારી ટૂરવાળાએ મીનામાં એ દિવસે સાંજે મગરિબની નમાઝ બા'દ, ટેન્ટમાં પ્રખર તબ્લીગી બુઝુર્ગ હઝરત મૌલાના અહમદ લાટ સાહબ દામત બરકાતુહુમનું બયાન રાખ્યું હતું.
- મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂનું બયાન છે કે :

"મેં જોયું કે મજકૂર મજલિસને ચારો તરફથી ઘેરીને અસંખ્ય ફરિશ્તાઓ ઊભા છે.

આશરે એક કલાક પછી બયાન પૂરું થવા બા'દ ફરિશ્તાઓ ત્યાંથી તશરીફ લઈ ગયા."

# [૨૬]

**અરફાતના મેદાનમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત ગૌસ પાક રહમતુલ્લાહિ અલયહિ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ તશરીફ લાવ્યા અને બશારત સંભળાવી**

‼ જુમેરાત, ૯, ઝિલહજ (અરફાનો દિવસ) તા. ૨૫, ઓકટો., ૨૦૧૨

- મીનાથી સવારે ટૂરવાળાની બસમાં રવાના થઈ સવારે ૭ : ૦૦ કલાકે અરફાતના મેદાનમાં પહોંચી આખો દિવસ ત્યાં કિયામ કર્યો.
- સાંજે અસરની નમાઝ બા'દ, સૂરજ ગુરૂબ થવાથી પહેલાં, અરફાતના મેદાનમાં અમારા ટેન્ટની બહાર, મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ સાથે બનેલો બનાવ નીચે પ્રમાણે છે :
- મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ જણાવ્યું કે :

"મજકૂર સમયે, ટેન્ટની બહાર, બધાં ભેગાં થઈને, ઊભા ઊભા, સામૂહિક દુઆમાં મશ્ગૂલ હતા.
હું પણ પાછળ ઊભો હતો.
અચાનક મને મખસૂસ ખૂશ્બૂ મેહસૂસ થઈ.
મેં આસપાસ નઝર કરી તો મેં જોયું કે :

- હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,
- બીજા એક બુઝુર્ગ જેમનાથી હું તે વખતે પરિચિત ન હતો અને
- હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી અજમેરી રહિમહુલ્લાહુ

મારી પાસે તશરીફ લાવ્યા અને સલામ બા'દ મને થોડે દૂર એક ઝાડની નજીક લઈ ગયા.

મેં ત્રણે બુઝુર્ગો સાથે મુસાફહ અને મુઆનકહ કર્યા.

ત્રણે બુઝુર્ગોએ મારા ગાલો પર અને પેશાની પર બોસો આપ્યો.

તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પેલા અપરિચિત બુઝુર્ગ રહિમહુલ્લાહુ તરફ ઈશારો કરીને મને પૂછ્યું કે :

"બેટા ! એમને તમે ઓળખો છો ? "

હું ખામોશ રહ્યો. કંઈ જવાબ નહિ આપ્યો.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એમનો પરિચય કરાવતા મને ફરમાવ્યું કે :

"બેટા ! આપ વલીઓના સરદાર હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની છે જેમને હિન્દુસ્તાનના લોકોહઝરત ગૌષ પાક નામથી ઓળખે છે."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે :

હઝરત ગૌસ પાક રહિમહુલ્લાહુએ મને સંબોધીને ફરમાવ્યું કે :

"બેટા ! આજથી તમે મારા પણ બેટા છો !
મારી પણ તમારા ઉપર ચોવીસ કલાક નઝર રહેશે. ઈન્શાઅલ્લાહ."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે :

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે :

"બેટા ! આજે અરફાતના મેદાનમાં પચાસ લાખ લોકો હજ માટે આવ્યા છે. અલ્લાહ તઆલાએ એમાંથી પાંચ શખ્સોની હજ કબૂલ ફરમાવી છે અને એ પાંચ શખ્સોના સદકહમાં અલ્લાહ તઆલાએ તમામ પચાસ લાખ લોકોની હજ કબૂલ

ફરમાવી લીધી છે અને તમામની અલ્લાહ તઆલાએ મગફિરત ફરમાવી દીધી છે.”

પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ ગુજરાતી ભાષામાં ફરમાવ્યું કે :

“બેટા ! મને એ વાતની ખૂશી છે કે જે પાંચ શખ્સોની હજ અલ્લાહ તઆલાએ કબૂલ ફરમાવી છે તેમાં મારો બેટો શૌકત હુસૈન ફાતીવાલા પણ છે.”

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ ફરમાવ્યું કે :

“બેટા ! અલ્લાહ તઆલાની આ નવાઝિશ સાંભળીને

‼ હું અને મારી સાથે આવનારા સાથીઓ

‼ હઝરત શૈખ અબ્દુલકાદિર જીલાની અને

‼ હઝરત ખ્વાજા મુઈનુદીન ચિશ્તી ઉપરાંત

‼ હઝરત અબૂબક્ર સિદીક અને

‼ હઝરત ઉમર ફારૂક અને

‼ અમારા તમામના અહલે બયત (ઘરવાળાઓ)

ઘણાં ખૂશ છીએ અને અમારા તમામના તરફથી આપને સલામ રજૂ કરીએ છીએ.

‼

તે પછી ફરમાવ્યું કે :

“બેટા ! આ બનાવ કોઈને ફોન ઉપર કહેશો નહિ. જયારે હિન્દુસ્તાન જશો ત્યારે રૂબરૂ મુલાકાત વખતે :

‼ આપના હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબને અને એમના ઘરવાળાઓને અને ખાનદાનવાળાઓને અમારા સલામ

કહેશો તેમજ

‼ હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ ઈલાહાબા'દીને પણ રૂબરૂ મળો ત્યારે તેમને અને તેમના ઘરવાળાઓને અને ખાનદાનવાળાઓને અમારા સૌના સલામ કહેશો.

આપની સાથે હજમાં આવેલા સાથીઓ જેઓ અત્યારે અહીં અરફાતના મેદાનમાં હાજર છે :

- આપના ભાઈ અબ્દુલકાદિર ફાતીવાલાને
- અબ્દુલકાદિર ફાતીવાલાની અહલિયા કમરુન્નિસા ફાતીવાલાને
- આપની અહલિયા નૂરજહાન ફાતીવાલાને
- મુહમ્મદ બશીરભાઈ અઘાડીને
- એમના અહલિયા ફેહમીદા અઘાડીને
- એમના પુત્ર મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમીને
- અબ્દુલકાદિરભાઈની બેટી અતિયહ ફાતીવાલાને
- અબ્દુલકાદિરભાઈના નવાસા અહમદ કબીર ફાતીવાલાને

.....વગેરેને જ્યારે અહીં રૂબરૂ મળો ત્યારે અમારા સૌના સલામ કહેશો અને

હિન્દુસ્તાન જાઓ ત્યારે રૂબરૂ મળનાર :

- આપના તમામ ખાનદાનવાળાઓને,
- આપના દોસ્તોને,
- આપના ચાહનારાઓને

અમારા સૌના સલામ કહેશો."

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"બેટા ! આસમાન તરફ નઝર કરો ! "

મેં આસમાન તરફ નઝર કરી તો ચારે તરફ લાખોની સંખ્યામાં ફરિશ્તાઓ આવ–જા કરતાં મને દેખાયા !

ત્યાર બા'દ ત્રણે બુઝુર્ગોએ મારી સાથે આંખથી આંખ મીલાવી દુઆ માટે હાથ ઉઠાવ્યા અને ૧૦ થી ૧૨ મિનિટ સુધી અરબી ભાષામાં દુઆ ફરમાવી.

ત્રણે બુઝુર્ગો ખૂબ જ ખૂશ હતા.

ત્રણેએ ફરમાવ્યું કે :

"બેટા ! ફિકર–ચિંતા કરશો નહિ.
અમારો સમય પૂરો થાય છે."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

તે પછી ત્રણે બુઝુર્ગોએ મારી સાથે મુસાફહ અને મુઆનકહ કર્યો અને મારા બન્ને ગાલો અને પેશાની ઉપર બોસો આપ્યો.

ત્યાર બા'દ સલામ કરીને વિદાય થયા.

વિદાય થતી વેળા ત્રણે બુઝુર્ગોની આંખોમાં આંસૂઓ આવી ગયા. મેં આંસૂઓ પોતાના હાથમાં ઝીલી લીધા અને પોતાના ચહેરા ઉપર મલી લીધા.

## [૨૭]

**ફરિશ્તાઓ તળેટીમાંથી ઊંચકીને ગારે થૌર પાસે લઈ ગયા અને થોડા સમય પછી ફરી પાછા તળેટીમાં મૂકી ગયા**

‼ રવિવાર, ૧૯, ઝિલહજ, ૧૪૩૩ મુતાબિક ૪, નવેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

- દૂરવાળા આજે અમારા ગ્રુપ સિવાયના એક બીજા ગ્રુપને બસમાં મક્કા મુઅઝઝમાની મુકદ્દસ જગાઓની ઝિયારત માટે લઈ ગયા.
- બસમાં બે જગાઓ ખાલી હતી એટલે મને અને મુહતરમ બશીરભાઈ અઘાડીને પણ સાથે લઈ ગયા.
- જયારે અમે જબલે ષૌરની તળેટીમાં પહોંચ્યા ત્યારે મેં પહાડ પર જોયું કે અસંખ્ય ફરિશ્તાઓની ત્યાં ચહલ–પહલ થઈ રહી છે.
- અચાનક કેટલાક ફરિશ્તાઓ મારી પાસે તળેટીમાં આવ્યા અને મને ઊંચકીને પહાડની ઉપર ગુફાની પાસે લઈ ગયા.
- આ તે ઐતિહાસિક ગુફા છે કે, મક્કા મુઅઝ્ઝમાથી મદીનહ મુનવ્વરહ હિજરત કરતી વખતે :
  - હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને
  - હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ

  અહીં ત્રણ રાત–દિવસ રોકાયા હતા અને અલ્લાહ તઆલાના હુકમથી અહીં :
  - કરોળિયાએ તત્કાલ જાળું બાંધ્યું હતું અને
  - કબૂતરીએ તત્કાલ ઈંડા મૂકયા હતા,

  જેને જોઈને દુશ્મનો ત્યાંથી પાછા ચાલ્યા ગયા હતા અને આ રીતે અલ્લાહ તઆલાએ આપની હિફાઝત ફરમાવી હતી.
- આ તે ગાર (ગુફા) છે કે જેના એક સુરાખમાંથી નિકળીને સાપે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુને ડંખ માર્યો હતો જેની તીવ્ર વેદનાના કારણે આપની આંખોમાંથી આંસૂઓ ટપકયા હતા.
- આ તે ગાર (ગુફા) છે જેનો ઉલ્લેખ અલ્લાહ તઆલાએ સૂરએ 'તૌબહ'માં આ રીતે ફરમાવ્યો છે :

[જયારે તેઓ બન્ને ગુફામાં હતા.] اِذْ هُمَا فِى الْغَارِ'

- અને આ મુકદસ હઝરાતને 'રફીકે ગાર'નો લકબ મળ્યો.
- પહાડની નીચે તળેટીમાં બેઠેલા મારા સાથી મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી ખૂબ જ પરેશાન અને ચિંતાતૂર હતા કે, શૌકતભાઈ કયાં ચાલ્યા ગયા ?
- ફરિશ્તાઓ થોડા સમય પછી મને ફરી પાછા પહાડની નીચે તળેટીમાં મારા સાથીની પાસે મૂકી ગયા.
- મને જોઈને તેમની ચિંતા અને પરેશાની દૂર થઈ અને નવાઈ પામીને મને પૂછયું કે, શૌકતભાઈ, તમે કયાં ચાલ્યા ગયા હતા ? !

## [૨૮]

## કાબા શરીફ ઉપર નૂર ઉતરતું જોયું

‼ બુધવાર, ૨૨, ઝિલહજ, ૧૪૩૩ મુતાબિક ૭, નવેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ ફરમાવ્યું કે :

"એ દિવસે ઈશરાકની નમાઝ બા'દ હું હરમ શરીફમાં, કા'બા શરીફની સામે મતાફમાં બેઠો હતો ત્યારે કા'બા શરીફ ઉપર આસમાનથી નૂર ઉતરતું મેં જોયું."

## [૨૯]

## દસ વર્ષ પહેલાં વફાત પામેલી મર્હૂમા મુમતાઝબેન ફાતીવાલા સાથે સઈના છેલ્લા ચક્કરમાં મુલાકાત અને વાતચીત

‼ બુધવાર, ૨૨, ઝિલહજ, ૧૪૩૩ મુતાબિક ૭, નવેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ ફરમાવ્યું કે :

એ દિવસે મગરિબની નમાઝ બા'દ હું સફા–મરવહ વચ્ચે સઈ કરતો હતો ત્યારે છેલ્લો ચક્કર જયારે પૂરો થવાની નજીક હતો ત્યારે મને પાછળથી કોઈ મહિલાએ બુમ પાડી :

"શૌકત ભાઈ ! શૌકતભાઈ ! "

મેં અવાજ ઓળખી લીધો. પાછળ ફરીને હું નજીક ગયો.

એ મહિલાનો આશરે દસ વર્ષ પહેલાં ઈન્તિકાલ થયો હતો. એ મારા મામા અહમદભાઈ ફાતીવાલાની દીકરી અને મારા મોટા મામા મહમદભાઈ ફાતીવાલાના દીકરા અબ્દુલ ગફૂરભાઈની પત્ની, મર્હૂમા મુમતાઝબેન ફાતીવાલા હતી.

તેણે સુંદર સફેદ પોશાક પહેર્યો હતો અને માથે સ્કાફ બાંધ્યો હતો. હું નજીક ગયો તો તેણે મને પૂછયું કે :

"શૌકતભાઈ ! મને ઓળખી ? "

મેં કહ્યું કે :

"કેમ ન ઓળખું ? તું મુમતાઝબેન છે."

તેણે મને પૂછયું કે :

"અહીં કયાં આવ્યા છો ? "

મેં કહ્યું કે :

"અમે અહીં હજ પઢવા માટે આવ્યા છીએ અને અત્યારે સઈ કરી રહ્યા છીએ અને સઈનો આ છેલ્લો ચક્કર પૂરો થવામાં છે."

તેણે પૂછયું કે :

"તમે એકલા જ આવ્યા છો ? "

મેં કહ્યું કે :

"મારી સાથે અબ્દુલકાદિરભાઈ, કમરુન્નિસા, નૂરજહાન વગેરે પણ છે; તેઓ પાછળ આવે છે. અહીં મારી પાછળ મરવહ ઉપર આવો એટલે મારો સઈનો સાતમો ચક્કર પણ પૂરો થઈ જશે અને થોડીવારમાં બધાંની સાથે તમારી મુલાકાત પણ થઈ જશે.

આ પ્રમાણે કહીને મરવહ તરફ થોડે આગળ જઈને મેં પાછળ જોયું તો મર્હૂમા મુમતાઝ બહેન મોજૂદ ન હતી'!

## [૩૦]

**તવાફમાં હઝરત ખિઝર અલયહિસ્સલામ તશરીફ લાવ્યા અને લાકડી વડે સંગે અસ્વદનો ઈસ્તીલામ કરાવ્યાનો બનાવ**

‼ રવિવાર, ૨૬, ઝિલહજ, ૧૪૩૩ મુતાબિક ૧૦, નવેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા સલ્લમહૂએ કહ્યું કે :

એ દિવસે સવારે ૧૧ : ૦૫ કલાકે મેં તવાફ શરૂ કર્યો.

**તવાફના બીજા ચક્કરમાં આઠ સ્ત્રી-પુરુષોએ ઘેરીને દુઆ માટે દરખાસ્ત કરી**

તવાફના બીજા ચક્કરમાં મકામે ઈબ્રાહીમ આગળ આઠ વ્યક્તિઓએ મને ઘેરી લીધો જેમાં :

‼ ત્રણ નાઈજીરીયન મહિલાઓ,
‼ બે નાઈજીરીયન પુરુષો,
‼ બે તુર્કસ્તાની પુરુષો અને
‼ એક બંગાલી પુરુષ હતા.

તેમણે મને કહ્યું કે :

"આપના માથા ઉપર, વાદળ છાંયડો કરીને, આપની સાથે ચાલે છે અને આસમાનમાંથી આપના ઉપર નૂર ઉતરે છે તે અમે અમારી આંખોથી જોઈએ છીએ."

તેઓ મને ઘેરીને ખૂબ જ આજિઝીપૂર્વક વિનંતી કરતા હતા કે :

"આપ અમારા માટે દુઆ કરો ! "

**હઝરત ખિઝર અલયહિસ્સલામ તશરીફ લાવ્યા અને અલ્લાહ તઆલા તથા તેના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો હુકમ જણાવ્યો**

● એ જ બીજા ચક્કરમાં જયારે હું મકામે ઈબ્રાહીમથી આગળ ચાલીને મીઝાબે રહમત અને હતીમની પાસે પહોંચ્યો ત્યારે પાછળથી મારા ખભા ઉપર કોઈ શખ્સે હાથ મૂકયો !

● તે પછી મારી આગળ આવીને તેમણે મને કહ્યું કે :

"બેટા ! ગભરાશો નહિ ! હું ખિઝર છું.

અલ્લાહ તઆલાએ મને હુકમ ફરમાવ્યો કે :

"મારા હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો બેટો શૌકત હુસૈન ફાતીવાલા અત્યારે હરમમાં કા'બાની ફરતે તવાફ કરે છે. તમે તેમની પાસે જાઓ અને મારા હબીબ સલ્લલ્લાહુઅલયહિ વ સલ્લમે લાકડીના ટૂકડા વડે જે રીતે હજરે અસ્વદનો ઈસ્તીલામ ફરમાવ્યો હતો તે જ

રીતે તેમની પાસે લાકડીના ટૂકડા વડે ઈસ્તીલામ કરાવો !"

હઝરત ખિઝર અલયહિસ્સલામે આગળ ફરમાવ્યું કે :

"અલ્લાહ તઆલાના હુકમ બા'દ હું પ્રથમ મદીનહ મુનવ્વરહ ગયો અને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈને મજકૂર હુકમની વાત કરી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પણ અલ્લાહ તઆલાના આ હુકમનું તત્કાલ પાલન કરવા માટે ફરમાવ્યું એટલે ત્યાંથી હું અત્યારે અહીં આપની પાસે આવ્યો છું."

## ત્રીજા ચક્કરમાં હઝરત ખિઝર અલયહિસ્સલામે લાકડી વડે હજરે અસ્વદનો ઈસ્તીલામ કરાવ્યો

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે :

- ત્રીજા ચક્કરમાં હઝરત ખિઝર અલયહિસ્સલામ મને હજરે અસ્વદની પાસે લઈ ગયા. ત્યાં ન પોલિસ હતા કે ન કોઈ લોકો હતા !
- હઝરત ખિઝર અલયહિસ્સલામે પ્રથમ લાકડીનો એક ટૂકડો કાઢયો અને તેના વડે પ્રથમ પોતે હજરે અસ્વદનો ઈસ્તીલામ કરીને એની રીત મને શીખવી.
- તે પછી લાકડીનો એ ટૂકડો મને આપ્યો અને મને હજરે અસ્વદનો એના વડે ઈસ્તીલામ કરવા ફરમાવ્યું.
- ઈસ્તીલામ પહેલાંમેં જોયું કે હજરે અસ્વદ બિલ્કુલ કાળો છે પરંતુ જેવો મેં લાકડી વડે તેનો ઈસ્તીલામ કર્યો કે તત્કાલ હજરે અસ્વદ પોતાના અસલ અત્યંત સફેદ અને નૂરાની રૂપમાં આવી ગયો.
- તે પછી હઝરત ખિઝર અલયહિસ્સલામની સાથે મેં ફરીથી તવાફ શરૂ કર્યો.
- હઝરત ખિઝર અલયહિસ્સલામ પાંચ ચક્કર સુધી મારી સાથે રહ્યા.

### ભવિષ્યમાં મુલાકાતનો વાયદો ફરમાવ્યો

તે પછી આપે મને ફરમાવ્યું કે :
"બેટા ! હવે હું જાઉં છું. ફરી કોઈ વખત ઈન્શાઅલ્લાહ હું આપને મળીશ."

### આપની હજની મકબૂલિયતથી હું વાકિફ છું

આ વર્ષે અલ્લાહ તઆલાએ જે પાંચ શખ્સોના સદકહમાં પચાસ લાખ હાજીઓની હજ કબૂલ ફરમાવી છે તે પાંચ વ્યક્તિઓમાં આપ પણ એક છો તે હું જાણું છું.

### મર્હૂમા મુમતાઝબહેનની મુલાકાતનું રહસ્ય જણાવ્યું

(દસ વર્ષ પહેલાં ઈન્તિકાલ પામેલી) આપની મામાની દીકરી મર્હૂમા મુમતાઝબેન ફાતીવાલાની તમારી સાથે સફા–મરવહની સઈ દરમિયાન અલ્લાહ તઆલાએ મુલાકાત કરાવીને તમારા ખાનદાનના મર્હૂમોની ખૂશહાલીનો અલ્લાહ તઆલાએ તમને એક નમૂનો બતાવ્યો છે.

### આજનો મારી સાથેનો આ બનાવ ફોન ઉપર આ બે બુઝુર્ગોને અબ્દુલકાદિરભાઈ મારફતે આજે જ જણાવશો

હઝરત ખિઝર અલયહિસ્સલામે મને આગળ ફરમાવ્યું કે :

- આજનો આપનો મારી સાથેનો આ બનાવ કોઈને પણ રૂબરૂ કે ફોન ઉપર પણ કહેવાની તમને ઈજાઝત છે.
- આપની સાથે હજ માટે આવેલા આપના ભાઈ અબ્દુલકાદિર ફાતીવાલા મારફતે આ બનાવની જાણ ફોન ઉપર આપના હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદીને કરશો અને તેમને તથા તેમના ઘરવાળાઓને અને ખાનદાનવાળાઓને હુઝૂર

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને મારા તરફથી સલામ કહેશો.

- એ જ પ્રમાણે આપ જેમની પાસે ઈલાહાબાદ ગયા હતા તે બુઝુર્ગ હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદીને પણ અબ્દુલકાદિરભાઈ મારફતે ફોન ઉપર આ બનાવ જણાવશો અને તેમને તથા તેમના ઘરવાળાઓને અને ખાનદાનવાળાઓને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી તેમજ મારા તરફથી સલામ કહેશો.

### આપના હજના આ સાથીઓને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અને મારા સલામ કહેશો

ઉપરાંત તમારી સાથે હજમાં આવેલા સાથીઓ :

‼ આપના ભાઈ અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાને,
‼ એમની અહલિયા કમરુન્નિસા ફાતીવાલાને,
‼ આપની અહલિયા નૂરજહાન ફાતીવાલાને,
‼ આપના પીરભાઈ મુહમ્મદ બશીરભાઈ અઘાડીને,
‼ એમની અહલિયા ફેહમીદાબેન અઘાડીને,
‼ એમના પુત્ર મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમીને,
‼ અબ્દુલકાદિરભાઈની બેટી અતિયહ ફાતીવાલાને,
‼ અબ્દુલકાદિરભાઈના નવાસા અહમદ કબીર ફાતીવાલાને,

અને વતન પાછા જાઓ ત્યારે રૂબરૂ મુલાકાત વખતે :

‼ તમારા તમામ (ફાતીવાલા) ખાનદાનવાળાઓને,

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અને મારા સલામ કહેશો.

હવે અહીંથી હું પ્રથમ મદીનહ મુનવ્વરહ જઈને અલ્લાહના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થઈને

અત્યારની મારી કાર્યવાહીનો અહેવાલ પેશ કરીશ.

**તવાફના બીજા ચક્કરમાં ઘેરી લેનાર આઠ વ્યક્તિઓ છેવટે તવાફની નમાઝ બા'દ પણ પીછો છોડતા ન હતા !**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

આ બનાવની શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે જે આઠ વ્યકિતઓએ મને ઘેરી લીધો હતો તે તમામ, હઝરત ખિઝર અલયહિસ્સલામના બનાવ દરમિયાન પણ મને ઘેરીને મારી સાથેને સાથે જ તવાફમાં છેવટ સુધી ચાલતા હતા. મારો પીછો છોડતા ન હતા. તવાફ બા'દ તવાફની નમાઝમાં પણ મારી પાછળ આવીને ઊભા થઈ ગયા !

પેલા બંગાલીએ મને ઉર્દૂમાં પૂછયું કે :

"તમે કોની સાથે વાતો કરતા હતા ? અમે આપની વાતચીત સાંભળતા હતા પરંતુ તમારી સાથે વાત કરનાર વ્યકિત અમને કોઈને દેખાતી ન હતી !"

હું મુંઝવણમાં હતો કે એમને શું જવાબ આપવો અને એમનો પીછો કેવી રીતે છોડાવવો ?

એટલામાં અલ્લાહ તઆલાએ એનો ઈન્તિઝામ ફરમાવી દીધો. તે જ વખતે એક જોરદાર વાવાઝોડું થયું જેના કારણે બધાં વેરવિખેર થઈ ગયા ! અને મારી મુંઝવણ દૂર થઈ ગઈ.

**ઝોહર બા'દ ફોન ઉપર હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ મુજદ્દિદી (દા.બ.)ને આ બનાવની વિગતો જણાવી**

ત્યાર બાદ ઝોહરની નમાઝ અદા કરીને હું, અબ્દુલકાદિરભાઈ અને મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી હોટલમાં અમારા

કમરામાં આવ્યા.

- ત્યાંથી પ્રથમ હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદિદી દામત્ બરકાતુહુમને ઈન્ડિયા ફોન કર્યો.
- આપે અબ્દુલકાદિરભાઈને ફરમાવ્યું કે અત્યારે મારું વુઝૂ નથી. હું વુઝૂ કરીને પછી શૌકત હુસૈનભાઈના મોબાઈલ ઉપર ફોન કરું છું.
- થોડા સમય પછી આપનો ફોન આવ્યો.
- પ્રથમ અબ્દુલકાદિરભાઈએ આજના બનાવની વિગતવાર વાતો કરી તે પછી મેં પણ આપની સાથે ફોન ઉપર વાત કરી. આપને અને આપના ઘરવાળાઓને અને આપના ખાનદાનવાળાઓને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અને હઝરત ખિઝર અલયહિસ્સલામના સલામ અર્ઝ કર્યા. આપ બેહદ ખૂશ થયા.

**મગરિબની નમાઝ બા'દ ફોન ઉપર હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ ઈલાહાબાદી દામત્ બરકાતુહુમને આ બનાવની વિગતો જણાવી**

- તે પછી હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ દામત બરકાતુહુમને ઈલાહાબાદ ફોન કર્યો.
- ફોન પર હઝરતના સાહબઝાદહ મૌલાના અબ્દુલ્લાહ સાહબ સાથે વાત થઈ. આપે જણાવ્યું કે હઝરત વાલિદ સાહબ અત્યારે ગુજરાતમાં કચ્છ–ભૂજમાં છે. મારા ભાઈ મૌલાના ઉબૈદુલ્લાહ વાલિદ સાહબની સાથે છે તેમનો મોબાઈલ નંબર હું આપું છું. એ નંબર ઉપર આપ હઝરત વાલિદ સાહબ સાથે વાત કરી શકશો.
- અમે એ મોબાઈલ નંબર લખી લીધો.
- ઘણી કોશિશ કરવા છતાં સાંજ સુધી હઝરતનો સંપર્ક થઈ શકયો નહિ.
- સાંજે અસરની નમાઝ બા'દ, તવાફ કરીને, મગરિબની નમાઝ બા'દ

હું, અબ્દુલકાદિરભાઈ અને મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી હરમ શરીફમાં મતાફમાં બેઠા હતા ત્યારે ત્યાંથી મોબાઈલ ઉપર કચ્છ–ભૂજ મૌલાના ઉબૈદુલ્લાહ સાહબના નંબર ઉપર ફોન લગાવ્યો.

- મૌલાના ઉબૈદુલ્લાહ સાહબે હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ દામત બરકાતુહુમને ફોન આપ્યો.
- પ્રથમ અબ્દુલકાદિરભાઈએ આપને આજના બનાવની વિગતવાર વાતો કરી અને તે પછી મેં આપની સાથે વાત કરી.
- આપને, આપના ઘરવાળાઓને અને આપના ખાનદાનવાળાઓને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હઝરત ખિઝર અલયહિસ્સલામના સલામ અર્ઝ કર્યા.
- આજના બનાવની વાતો સાંભળીને આપે બેહદ ખૂશી દર્શાવી અને ખૂબ ખૂબ દુઆઓ ફરમાવી.

## [૩૧]

## તવાફમાં એક બુઝુર્ગે હીરા જેવા પાસાવાળો નંગ આપ્યો

‼ સોમવાર, ૨૭, ઝિલહજ, ૧૪૩૩ મુતાબિક ૧૨, નવેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ ફરમાવ્યું કે :

“આજે હું અસરની નમાઝ બા'દ કા'બા શરીફનો તવાફ કરતો હતો ત્યારે ત્રીજા ચક્કરમાં એક અજાણ્યા બુઝુર્ગે મને હીરા જેવા પાસાઓવાળો એક સફેદ નંગ આપ્યો અને ફરમાવ્યું કે :

“આ આપની પાસે રાખો !

આ (નંગ) આપને મેં આપ્યાની વાત અહીં આપની સાથે હજમાં આવનારા સાથીઓને જ કરશો અને તેમને જ બતાવશો.

અહીં બીજા લોકોને આ વાત કરશો નહિ. વતનમાં પહોંચ્યા બા'દ બીજાઓને વાત કરવાની આપને ઈજાઝત છે."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે :

"ચોથા ચક્કર પછી એ બુઝુર્ગ દેખાયા નહિ ! "

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ હોટલમાં અમારા રૂમમાં આવીને મજકૂર નંગ અમને બધાંને બતાવ્યો.

તે પછી એક ડબ્બીમાં હિફાઝતની સાથે એ નંગ મૂકી દીધો.

## [૩૨]

## જન્નતુલ મુઅલ્લા (કબ્રસ્તાન)માં ફરિશ્તાઓની ઝિયારત

‼ જુમેરાત, ૧, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૧૪, નવેમ્બર, ૨૦૧૨

- એ દિવસે ઈશરાકની નમાઝ બા'દ :
  - આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિર ફાતીવાલા,
  - મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂ અને
  - મુહતરમ મુહમ્મદ બશીરભાઈ અઘાડી

  મક્કા મુઅઝઝમાના મશહૂર કબ્રસ્તાન જન્નતુલ મા'લા ગયા.
- પ્રથમ અંદર દાખલ થઈને તમામ કબરવાસીઓને સલામ કરી ઈસાલે સવાબ કર્યો.
- તે પછી ઉમ્મુલ્ મુઅમિનીન હઝરત ખદીજા કુબ્રા રદિયલ્લાહુ તઆલા અન્હાની મુબારક કબર નજીક ગયા.
- આપ રદિયલ્લાહુ અન્હાની મુબારક કબરની ફરતે ઘણી જગા રોકીને લોખંડની જાળીનો કમ્પાઉન્ડ બનાવેલો હોવાથી અંદર જઈ શકાતું નથી.

- અમે ત્રણે જણા જાલીની બહાર બેસી ગયા અને ત્યાંથી સલામ અને ઈસાલે સવાબ કર્યો.
- મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ અમને જણાવ્યું કે :

  "હું અત્યારે જોઉં છું કે :

  - આખા કબ્રસ્તાનને ફરિશ્તાઓએ ઘેરી લીધું છે.
  - આસમાનમાંથી નૂર વરસી રહ્યું છે.
  - ઉમ્મુલ્ મુઅમિનીન હઝરત ખદીજા રદિયલ્લાહુ તઆલા અન્હાની મુબારક કબરના ચાર ખૂણામાં ચાર અલગ અલગ ખાસ ફરિશ્તાઓ ઊભા છે.
  - આપણે અહીં ત્રણ જણા બેઠા છીએ ત્યાં આપણી દરેકની પાછળ પણ એક–એક ફરિશ્તો ઊભો છે."
- અમે ત્રણે જણા થોડો સમય ત્યાં બેસીને ઝિક્ર કરતા રહ્યા.
- તે પછી ત્યાંથી ઊઠીને અમે અમારી હોટલ તરફ આવવા માટે રવાના થયા ત્યારે મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહુના જણાવ્યા પ્રમાણે અમારી પાછળ ઊભા હતા તે ફરિશ્તાઓ પણ રવાના થઈ ગયા !

## [33]

## મસ્જિદે કુબામાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત ગૌષ પાક રહિમહુલ્લાહુ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી સાહબ રહિમહુલ્લાહુની મુલાકાત

‼ જુમેરાત, ૮, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૨, નવેમ્બર, ૨૦૧૨

એ દિવસે સવારે અમે હજના બધાં સાત સાથીઓ ટૂરવાળાની બસમાં મદીનહ મુનવ્વરહના મુકદ્દસ મકામોની ઝિયારતના માટે રવાના

થયા અને ૭ : ૪૫ કલાકે સૌથી પ્રથમ મસ્જિદે કુબા પહોંચ્યા જે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે બનાવેલી સૌથી પ્રથમ મુબારક મસ્જિદ છે.

## મસ્જિદે કુબાના દરવાજા આગળ ત્રણે બુઝુર્ગો મારો ઈન્તિઝાર કરતા હતા

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ બયાન કર્યું કે :

બસમાંથી ઉતરીને હું અને મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમી બન્ને સાથે મસ્જિદના મુખ્ય દરવાજા તરફ જવાના માટે આગળ વધ્યા. મેં જોયું કે મસ્જિદના દરવાજાની બહાર, અમારી તરફ મુખ કરીને ત્રણ બુઝુર્ગો જાણે મારા ઈન્તિઝારમાં ઊભા છે :

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,
(૨) હઝરત ગૌસ પાક રહમતુલ્લાહિ અલયહિ અને
(૩) હઝરત ખ્વાજા મુઈનુદીન ચિશ્તી સાહબ રહમતુલ્લાહિ અલયહિ

મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમી પણ ત્રણે બુઝુર્ગોની એક ઝલક જોઈને એકદમ ખૂશી અને ઉત્સાહમાં આવી ગયા પરંતુ તે પછી તેમની નઝર ઉપર પરદો પાડી દેવામાં આવ્યો.

નજીક પહોંચીને મેં ત્રણે બુઝુર્ગોને સલામ કરી.

ત્રણે બુઝુર્ગોએ મારી સલામનો જવાબ આપી મારી સાથે મુસાફહ અને મુઆનકહ કર્યો.

તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે :

"બેટા ! તમે તમારી હોટલથી ઝિયારત માટે નીકળ્યા એટલે મેં શૈખ અબ્દુલકાદિર જીલાનીને અને ખ્વાજા મુઈનુદીનને મસ્જિદે કુબા આવવા માટે ફરમાવ્યું એટલે તેઓ પણ અહીં હાજર થયા છે."

## મસ્જિદમાં લઈ જઈ તહિય્યતુલ્ વુઝૂ અને ઈશરાકની નમાઝ અદા કરવાની સૂચના આપી

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે :

"તે પછી ત્રણે બુઝુર્ગો મસ્જિદની અંદર મને બીજી સફમાં લઈ ગયા અને ત્યાં બે રકા'ત નમાઝ (તહિય્યતુલ મસ્જિદ) પઢવા માટે મને જણાવ્યું.

મેં ત્યાં બે રકા'ત નમાઝ અદા કરી.

મેં નમાઝ પૂરી કરી એટલે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે :

"બેટા ! આપની આજની ઈશરાકની નમાઝ બાકી છે. ઈશરાકનો સમય હજુ બાકી છે માટે તમે ચાર રકા'ત નમાઝ પઢી લો."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

"મેં ચાર રકા'ત નમાઝ અદા કરી."

## ખૈરિયતના સમાચાર પૂછ્યા

તે પછી ત્રણે બુઝુર્ગો મને મસ્જિદના એક ખૂણામાં લઈ ગયા. ત્યાં બેસીને ખૈરિયતના સમાચાર પૂછયા. આવનાર સાથીઓના તેમજ (ફાતીવાલા) ખાનદાનવાળાઓના સમાચાર પૂછયા.

ત્યાર બા'દ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"તમે તમારી હોટલથી મસ્જિદે કુબા આવવા માટે નીકળ્યા તેની મને જાણ થતાં જ મેં નક્કી કર્યું કે મારા શહેર (મદીનહ મુનવ્વરહ)માં હું મારી પ્રથમ મસ્જિદમાં જ તમારી સાથે પ્રથમ મુલાકાત કરું."

## બીજા સાથીઓ સાથે મુલાકાત માટે કરેલી અરજનો જવાબ

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે :

મેં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અરજ કરી કે :

મારી સાથે અહીં :

- અબ્દુલકાદિરભાઈ
- મુહમ્મદ બશીરભાઈ અઘાડી અને
- મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમી

પણ આવેલા છે તો તેમની સાથે પણ આપની મુલાકાત કરાવું.”

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

“તમે અહીં આવ્યા ત્યારે શરૂઆતમાં મૌલાના મુહમ્મદભાઈ અઘાડીએ અમારી એક ઝલક જોઈ છે. તેઓ દોડીને અમારી તરફ (મુલાકાત માટે) ધસી આવતા હતા, પરંતુ તેમની નઝર ઉપર પરદો નાંખી દેવામાં આવ્યો.”

તે પછી આગળ ફરમાવ્યું કે :

“એમની સાથે મુલાકાતનો સમય હજુ આવ્યો નથી. એ સમય આવશે ત્યારે હું તમને જણાવીશ. તેમને મુંબઈથી ફોન કરીને પણ (વલસાડ) બોલાવીશું.”

## ગઈ રાત્રે રોઝહ શરીફ અને રિયાઝુલ્ જન્નહમાં અમારી હાજરી અને પ્રવૃત્તિની વિગતો જણાવી

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ ફરમાવ્યું કે :

- ઈસ્માઈલભાઈ વલણવાલા (જેઓ લંડનમાં રહે છે) અને
- તેમના બે પુત્રો

ગઈ રાતે મારા રોઝહ પર આવ્યા હતા ત્યારે તમે રિયાઝુલ જન્નહમાં જવા માટે તેમની પાસે પોલિસને સિફારિશ કરાવી હતી.

પોલિસે તમને કહ્યું કે :

"તમે ત્યાં સામે સુતૂન (થાંભલા) પાસે બેસો. પંદર–વીસ મિનિટ પછી હું તમને બોલાવીશ."

તમે ત્યાં બેસીને ઝિક્ર કરતા હતા ત્યારે હું તમારી પાસે આવનાર હતો પરંતુ તમારી સાથે ઉપર જણાવેલા ત્રણ શખ્સો (ઈસ્માઈલભાઈ અને તેમના બે પુત્રો) ત્યાં હાજર હતા એટલે હું આવ્યો નહિ.

ત્યાર બા'દ પોલિસે તમને અને ઈસ્માઈલભાઈને બોલાવ્યા અને રિયાઝુલ જન્નહમાં જઈને તમે આઠ રકા'ત નમાઝ અદા કરી. ત્યાર બા'દ દુઆ માંગીને તમે પોતે, પોલિસના કહેવા વગર, ત્યાંથી ઊઠીને બીજાને તક આપવા માટે ચાલ્યા ગયા.

આ નઝારો હું જોતો હતો અને જોઈને ખૂશ થતો હતો.

ત્યાંથી તમે ફરી પાછા મારા રોઝહ પર આવ્યા; અને ત્યાંથી પસાર થઈને તમારી હોટલ પર ચાલ્યા ગયા.

## અહીં હજના આ સાથીઓને અને હિન્દુસ્તાન પહોંચી આ બે બુઝુર્ગોને અમારા સલામ કહેશો

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ ફરમાવ્યું કે :

"આપની સાથે હજમાં આવેલા સાથીઓ :

- (આપના ભાઈ) અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાને,
- (એમની અહલિયા) કમરુન્નિસા ફાતીવાલાને,
- (તમારી અહલિયા) નૂરજહાન ફાતીવાલાને,

‼ (અબ્દુલકાદિરભાઈની બેટી) અતિયહ ફાતીવાલાને,
‼ (અતિયહના પુત્ર) અહમદ કબીર ફાતીવાલાને,
‼ મુહમ્મદ બશીરભાઈ અઘાડીને,
‼ (તેમની અહલિયા) ફેહમીદા અઘાડીને,
‼ (તેમના પુત્ર) મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમીને,

તથા વતન પહોંચો ત્યારે રૂબરૂ મુલાકાત વખતે :

‼ તમારા તમામ ઘરવાળાઓને,
‼ તમારા તમામ ખાનદાનવાળાઓને

મારા અને મારા બે સાથીઓ (ગૌસ પાક અને ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી)ના સલામ કહેશો. તથા

જયારે હિન્દુસ્તાન જાઓ અને રૂબરૂ મુલાકાત થાય ત્યારે :

‼ તમારા હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદીને તથા તેમના તમામ ઘરવાળાઓ અને ખાનદાનવાળાઓને તેમજ
‼ હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદીને અને તેમના તમામ ઘરવાળાઓને અને ખાનદાનવાળાઓને પણ મારા અને મારા બે સાથીઓના સલામ કહેશો."

## રાઝની બે-ત્રણ વાતો કરી અને નેક તથા બુરા સુલૂકનો અંજામ જણાવ્યો

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

ત્યાર પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારી સાથે રાઝની બે-ત્રણ વાતો કરી.

તે પછી આપે ફરમાવ્યું કે :

- "બેટા ! જેણે આપની સાથે સારો સુલૂક (વર્તન અને વ્યવહાર) કર્યો તેણે મારી સાથે સારો સુલૂક કરવા બરાબર છે. અને તે અલ્લાહ સુધી પહોંચી જશે.
- અને જેણે આપની સાથે બુરો સુલૂક કર્યો તેણે મારી સાથે બુરો સુલૂક કરવા બરાબર છે અને તે પોતાનો અંજામ દુનિયામાં પણ જોશે અને આખિરતમાં પણ જોશે."

### 'મકામાતે રહીમી' કિતાબ જલ્દી પ્રગટ થાય એવી ખ્વાહિશ જણાવી

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ ફરમાવ્યું કે :

"બેટા ! અબ્દુલકાદિરભાઈને કહેશો કે હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદીને ગુઝારિશ કરે કે હઝરત મૌલાના અબ્દુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદીનો ઈન્તિકાલ થયાને ઘણો લાંબો સમય વીતી ગયો છે માટે એમના જીવનચરિત્રને લગતી જે કિતાબ અબ્દુલકાદિરભાઈએ ('મકામાતે રહીમી') લખી છે તેને જલ્દી પ્રગટ કરે.

### મુહતરમ શૌકત હુસૈનભાઈએ અબ્દુલકાદિરભાઈ પાસે લખાવેલા બનાવો પ્રગટ કરવાની ઈજાઝત આપી

અને તમારા જે બનાવો તમે અબ્દુલકાદિરભાઈ પાસે લખાવ્યા છે તે બનાવો 'મકામાતે રહીમી'માં શામિલ કરી લેવા હોય તો કરી શકો છો અને એ બનાવો અલગ કિતાબ રૂપે પ્રગટ કરવા હોય તો તે પ્રમાણે પણ કરી શકો છો. (બેમાંથી કોઈ પણ રીતે એ બનાવો પ્રગટ કરવા માટે મારી ઈજાઝત છે.)"

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગળ ફરમાવ્યું કે :

!! હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદીને અને

!! અબ્દુલકાદિરભાઈને

બન્નેને અમારા બધાંના તરફથીખાસ સલામ કહેશો.

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"બેટા ! મારી મહેમાની હજુ બાકી છે.

- તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે અરબીમાં દુઆ ફરમાવી.
- તે પછી ત્રણે બુઝુર્ગો મને લઈને મસ્જિદની બહાર આવ્યા અને મારી સાથે બસની તરફ ચાલવા લાગ્યા.

## મસ્જિદની બહાર તસ્બીહ વેચનાર ગરીબ છોકરા પાસે એક તસ્બીહ ખરીદ કરાવી

રસ્તામાં એક ગરીબ છોકરો તસ્બીહ વેચતો હતો ત્યાં થોભી ગયા અને મને ફરમાવ્યું કે :

"બેટા ! આ ગરીબ છોકરા પાસે બે રિયાલની એક તસ્બીહ ખરીદી લો !"

મેં બે રિયાલની એક તસ્બીહ તેની પાસે ખરીદી લીધી.

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"બેટા ! તમારા ફલાણાં દોસ્તે તમને ફોન કરીને, તેમની ગાડી (કાર)માં રાખવા માટે એક સરસ તસ્બીહ તમારી પાસે મંગાવી છે, તેમને આ તસ્બીહ આપી દેશો."

**બસ પાસે પહોંચી મુસાફહ, મુઆનકહ કરી, બોસો આપી, દુઆ ફરમાવી વિદાય થયા**

ત્યાર પછી અમારી બસ નજીક પહોંચીને ત્રણે બુઝુર્ગોએ મારી સાથે મુસાફહ, મુઆનકહ કરીને બન્ને ગાલ અને પેશાની ઉપર બોસો આપ્યો અને તે પછી ત્યાંથી રવાના થયા.

રવાના થતી વખતે છેલ્લે ફરમાવ્યું કે :

"મારી દુઆ છે કે ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલા તમને અહીં વારંવાર લાવશે."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ ફરમાવ્યું કે :

"આ આખા બનાવ દરમિયાન મસ્જિદે કુબાનું વાતાવરણ ખૂબ જ નૂરાની હતું અને ફરિશ્તાઓની સતત આવ-જા નઝર આવતી હતી."

## [૩૪]

## મસ્જિદે કિબ્લતૈનમાં ફરિશ્તાઓની ઝિયારત

‼ જુમેરાત, ૮, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૨, નવેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ બયાન કર્યું કે :

- મસ્જિદે કુબાથી ઉપડીને અમારી બસ મસ્જિદે કિબ્લતૈન પહોંચી.
- હું અને મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમી બસમાંથી ઉતરીને મસ્જિદના દરવાજા પાસે પહોંચ્યા.
- અમે બન્ને જયારે મસ્જિદમાં દાખલ થયા ત્યારે ત્યાં ફરિશ્તાઓની

ભારે આવ-જા મને દેખાઈ.

- હું અને મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમી નમાઝ પઢવા માટે મસ્જિદમાં ઊભા રહ્યા ત્યારે મેં જોયું કે :

અમારી બન્નેની પાછળ એક-એક ફરિશ્તો આવીને ઊભો થઈ ગયો !

- અમે અમારી નમાઝ પૂરી કરી ત્યારે પણ ફરિશ્તાઓ અમારા બન્નેની પાછળ ઊભા હોવાનું મેં જોયું.
- ત્યાર બા'દ અમે બન્ને કયાં છીએ તેનું અમને ભાન ન રહ્યું.
- થોડા સમય પછી અમે ફરીથી અમારી અસલ માનસિક સ્થિતિમાં આવ્યા અને અમે બન્ને મસ્જિદે કિબ્લતૈનમાં હોવાનું અમને ભાન અને એહસાસ થયો.
- થોડો સમય અમે ત્યાં રોકાયા અને અમારી બસનો ઉપડવાનો સમય થયો એટલે અમે ત્યાંથી રવાના થઈને બસમાં બેઠા અને આગળનો પ્રવાસ શરૂ કર્યો.

# [૩૫]

## સુફ્ફહ આગળ ત્રણ બનાવો

!! જુમેરાત, ૮, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૨, નવેમ્બર, ૨૦૧૨

### [૧]

### ફરિશ્તાઓ દેખાયા

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

એ દિવસે મગરિબની નમાઝ બા'દથી લઈ ઈશા સુધી હું અને મુહમ્મદ બશીરભાઈ અઘાડી સુફ્ફહના ચોતરાની વચ્ચે બેઠા હતા

ત્યારે મેં ફરિશ્તાઓને મોટી સંખ્યામાં આવતા–જતા જોયા અને મને તીવ્ર ખૂશ્બૂ મેહસૂસ થઈ.

[૨]

### કેટલાક લોકોએ દુઆ માટે ગુઝારિશ કરી

ઈશાની ફર્ઝ નમાઝ પૂરી થતાં જ આઠ–દસ પાકિસ્તાની શખ્સો જેઓ ત્યાં હાજર હતા તેઓ મારી પાસે ધસી આવ્યા અને મને ઘેરી લઈને કહેવા લાગ્યા કે :

> "અમે જોઈએ છે કે આસમાનમાંથી તમારા પર રહમત વરસે છે અને ફરિશ્તાઓ ઉપર–નીચે આવ–જા કરે છે. હજુ પણ એ ક્રિયા ચાલુ જ છે."

તેઓ રડી કરગરીને મને વળગી પડીને મને વિનંતી કરવા લાગ્યા કે તમે અમારા માટે દુઆ કરો.

મુહમ્મદ બશીરભાઈ અઘાડીએ પણ મને જણાવ્યું કે અત્યારે મને પણ ખૂબ જ નૂરાની વાતાવરણ દેખાય છે.

[૩]

### ત્રણ વયોવૃદ્ધ બુઝુર્ગોની મુલાકાત

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે મેં અને મુહમ્મદ બશીરભાઈ અઘાડીએ ઈશાની નમાઝથી ફારિગ થઈ નીચે પ્રમાણે ત્રણ બુઝુર્ગોની મુલાકાત અસ્હાબે સુફ્ફહની બાજુના નાના કમરામાં લીધી.

(૧) હઝરત બિલાલ રદિયલ્લાહુ તઆલા અન્હુના ખાનદાનના એક વયોવૃદ્ધ બુઝુર્ગની મુલાકાત કરી. ગયા મે–૨૦૧૨ માં હું ઉમરહ

કરવા માટે આવ્યો હતો ત્યારે પણ મેં આપની અહીં આપના કમરામાં મુલાકાત કરી હતી અને આપે મને ચા અને બિસ્કીટનો નાશ્તો કરાવ્યો હતો, એટલે આપે મને ઓળખી લીધો અને તે મુલાકાતની યાદ કરી.

(૨) ઈથોપિયાના એક વયોવૃદ્ધ બુઝુર્ગ પણ ત્યાં વ્હીલ ચેર પર આવ્યા. પંચાવન વર્ષ સુધી રોઝહ શરીફની ચાવી તેમની પાસે રહેતી હતી. હવે નિવૃત્ત થઈ ગયા હતા. તેમની પણ મુલાકાત કરી.

(૩) ત્રીજા વયોવૃદ્ધ બુઝુર્ગ પણ ત્યાં વ્હીલચેરમાં બેઠા હતા તેમની પણ અમે મુલાકાત કરી.

તે પછી હરમ શરીફની બહાર આવ્યા. ત્યાં અબ્દુલકાદિરભાઈ અને મૌલાના મુહમ્મદભાઈ અઘાડી પણ અમને મળ્યા. અમે ચારે જણા કુદરતી હાજતથી ફારિગ થવા માટે હરમ શરીફની સામે ૧૧ નંબરના ટોઈલેટમાં ભોંય તળિયે ગયા.

પેલા પાકિસ્તાની શખ્સોમાંથી એક વૃદ્ધ શખ્સ અમારો પીછો કરીને ત્યાં પણ આવ્યો અને મને દુઆ માટે દરખાસ્ત કરતો રહ્યો.

હાજતથી ફારિગ થઈ વુઝૂ કરી બહાર આવ્યા ત્યારે પણ તે અમારી પાછળ–પાછળ આવ્યો.

તે પછી અમે અમારી હોટલ તરફ રવાના થયા ત્યારે તે શખ્સ ત્યાંથી પોતાના મકામ તરફ ગયો.

## [૩૬]

## કેવું મુબારક મોત !

‼ ૧૦, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૪, નવેમ્બર, ૨૦૧૨, શનિવાર

● વલસાડ જિલ્લાના ખટલવાડ ગામની આ ત્રણ વ્યક્તિઓ પણ આ વર્ષે હજ માટે આવી હતી :

(૧) ગુલામભાઈ હુસૈનભાઈ અભુરા
(૨) હસીનાબહેન ગુલામભાઈ અભુરા
(૩) સુગરાબહેન હુસૈનભાઈ અભુરા

● એ લોકો સાથે અમારો ઘણો જૂનો સંબંધ છે.

● એ લોકો બીજી ટૂરવાળા સાથે આવેલા હોવાથી મક્કા મુઅઝ્ઝમા અને મદીનહ મુનવ્વરહમાં અલગ હોટલમાં રહેતા હતા, પરંતુ એક–બીજાની હોટલ પર અમે આવતા–જતા હતા.

● હસીનાબહેન જયારે પણ મળતા ત્યારે અમને ખાસ આગ્રહપૂર્વક, કરગરીને ગુઝારિશ કરતા કે :

"મારા ભાઈને ગળાનું કેન્સર છે. વલસાડની કસ્તૂરબા હોસ્પિટલમાં દાખલ કરેલા છે. તેની શિફા માટે અલ્લાહ તઆલાથી ખાસ દુઆ કરશો."

● ૮, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૨, નવેમ્બર, ૨૦૧૨, જુમેરાતે પણ હસીનાબહેન અને સુગરાબહેન અમને મદીનહ મુનવ્વરહમાં મસ્જિદે નબવીની બહાર સહનમાં ૨૬ નંબરના ગેઈટની પાસે મળી ગયા તો હસીનાબહેને ફરીથી એમના ભાઈ માટે દુઆની ગુઝારિશ કરી.

● પરંતુ જિંદગી અને મોત માટે કહેવત છે કે :

**"સામાન સો બરસકા હૈ, પલકી ખબર નહીં."**

પોતાના બીમાર ભાઈની શિફા માટે ગુઝારિશ કરનાર હસીના બહેનને ખબર ન હતી કે માત્ર બે દિવસ પછી એમને પોતાને મોત આવનારું છે !

● ૧૦, મુહર્રમ, ૧૪૩૪ આશૂરહના મહાન દિવસે સવારે અચાનક

હસીના બહેનનું પ્રેસર Low (નીચું) થઈ ગયું અને હોસ્પિટલમાં લઈ જવામાં આવે અને સારવાર તથા ઈલાજ કરવામાં આવે, તે પહેલાં એમનો ઈન્તિકાલ થઈ ગયો.

**ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન.**

- એમની જનાઝહની નમાઝ મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં, હરમ શરીફના ઈમામ સાહબે પઢાવી અને લાખો લોકોએ જનાઝહની નમાઝ પઢી.
- એમના જનાઝહમાં અને જન્નતુલ્ બકીઅમાં દફનમાં મોટી સંખ્યામાં લોકો શામિલ થયા, જેમાં વલસાડના અનેક લોકોમાં મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહુ પણ શામિલ હતા.
- કેવું ભવ્ય અને મુબારક મોત !
  - હજથી ફારિગ થઈ ગુનાહોથી પાક–સાફ થઈ નિર્દોષ હાલતમાં મોત !
  - સૃષ્ટિના સર્જનકાળથી આજ સુધી જે દિવસે મહાન બનાવો બનતા આવ્યા છે, તે આશૂરહના મુબારક ઐતિહાસિક દિવસે મોત !
  - અલ્લાહના હબીબ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક શહેર મદીનહ મુનવ્વરહમાં મોત !
  - મસ્જિદે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં જનાઝહની નમાઝ !
  - હરમ શરીફના માનવંત ઈમામ સાહબની જનાઝહની નમાઝની ઈમામત !
  - લાખો લોકો જનાઝહની નમાઝમાં શરીક !
- જ્યાં અલ્લાહના અસંખ્ય બરગુઝીદહ બંદાઓ દફન થયેલા છે, તે મુકદસ કબ્રસ્તાન જન્નતુલ્ બકીઅમાં દફન !

કેટલું મુબારક મોત ! અને કેટલી ભવ્ય ખૂશનસીબી ! !

અલ્લાહ તઆલા દરેક મુઅમિનને એવા મુબારક મોતની

સઆદત નસીબ ફરમાવે ! આમીન !

મોટા મોટા અકાબિરીન બુઝુર્ગો પણ આવા મુબારક મોતની તમન્ના, આરઝૂ અને દુઆ કરતા રહે છે, પરંતુ :

**તૂ જિસે ચાહે નવાઝ દેતા હૈ,**
**તૂ હૈ નુક્તાનવાઝ, યા મૌલા !**

## [૩૭]

## મસ્જિદે નબવીમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ અને આપના તરફથી તસ્બીહ ભેટ મળી

‼ (શનિ–રવિ વચ્ચેની રાત) ૧૧, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૫, નવેમ્બર, ૨૦૧૨

### રિયાઝુલ્ જન્નહમાં નમાઝમાં ખાસ ખૂશ્બૂ આવી

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

મજકૂર રાતે ૧૧ કલાકે હું અને ઈસ્માઈલભાઈ વલણવાલા બન્ને રિયાઝુલ જન્નહ ગયા.

ત્યાં નફલ નમાઝની શરૂઆત કરતાં જ ખાસ ખૂશ્બૂ આવવાની શરૂ થઈ ગઈ !

નમાઝ પૂરી કરીને મેં આસપાસ નઝર કરી પરંતુ મને કંઈ દેખાયું નહિ. હું ત્યાં લગભગ પોણો કલાક સુધી નવાફિલ નમાઝ પઢતો રહ્યો અને તે પછી દુઆ કરી.

એ સમય દરમિયાન :

- મારા સાળા નઈમ અહમદ,
- મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમી,
- મુંબઈના મુહમ્મદ અલીભાઈ અને
- મુહમ્મદ મુકીતભાઈ

પણ ત્યાં આવ્યા.

રિયાઝુલ જન્નહમાંથી બહાર આવી મસ્જિદમાં જ હું કુર્આન શરીફની તિલાવતમાં મશ્ગૂલ થઈ ગયો.

### ફરિશ્તાઓ મારફતે તસ્બીહ ભેટ મળી

ત્યાં મારી પાસે ફરિશ્તાઓ આવ્યા.

તેમણે મને સલામ કરી એક તસ્બીહ આપી અને જણાવ્યું કે :

"આ તસ્બીહ અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આપને હદિયહ (ભેટ) તરીકે મોકલી છે એ લઈ લો !"

મેં તસ્બીહ લઈ લીધી. મારા સાથીઓએ પણ તસ્બીહ જોઈ. તેઓ નવાઈ પામ્યા કે, તસ્બીહ કયાંથી આવી ? ! આપનાર તો કોઈ દેખાતું નથી !

### હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઝિયારત થઈ

તે પછી ફરિશ્તાઓએ કહ્યું કે,

"પાછળ જુઓ, મિમ્બર ઉપર કોણ તશરીફ ફરમાવેલ છે ? "

મેં પાછળ ફરીને જોયું તો જૂના મિમ્બરની ઉપર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ ફરમાવેલ હતા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ત્યાંથી જ ઈશારાથી મને સલામ કરી.

મેં પણ ઈશારાથી સલામનો જવાબ આપ્યો.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખૂશ થયા. તે પછી ત્યાંથી જ ઈશારાથી મને તિલાવતમાં મશ્ગૂલ રહેવા ફરમાવ્યું.

**રાત્રે એક વાગે ફરિશ્તાઓ પાછા તશરીફ લાવ્યા**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે :

રાતે લગભગ એક વાગે ફરિશ્તાઓ ફરી પાછા મારી પાસે આવ્યા અને મને સલામ કરી.

મેં તેમની સલામનો જવાબ આપ્યો.

તે પછી ફરિશ્તાઓએ મને કહ્યું કે :

"અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે આપ અને આપની સાથે આવનારા તમામ સાથીઓ હવે આપની હોટલ ઉપર જાઓ અને આરામ કરો ! "

મેં મિમ્બર તરફ જોયું.

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાં જ તશરીફ ફરમાવતા હતા. ત્યાંથી ઈશારાથી મને ફરમાવ્યું કે :

"હવે આપ, આપના તમામ સાથીઓ સાથે આપની હોટલ ઉપર જાઓ અને આરામ કરો ! આપની સાથે આવનારા તમામ સાથીઓને મારા સલામ."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે :

હું અને મારા બધાં સાથીઓ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝએ મુબારક પર સલામ પેશ કરીને અમારી હોટલ ઉપર આવી ગયા.

- આ બનાવ વખતે આખી મસ્જિદે નબવીમાં તીવ્ર ખૂશ્બૂ ફેલાઈ ગઈ હતી.
- ઔરતોના વિભાગમાં ઔરતોને પણ આ ખૂશ્બૂ મેહસૂસ થઈ હતી. ઔરતો પણ આપસમાં નવાઈથી પૂછતી હતી કે આટલી તીવ્ર ખૂશ્બૂ કયાંથી આવે છે ? !

## [૩૮]

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તરફથી મહેમાની

‼ રવિ–સોમ વચ્ચેની રાત, ૧૨, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૬, નવેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ બયાન કર્યું કે :

- મજકૂર રાતે ૧૧ : ૩૦ કલાકે હું અને નીચે પ્રમાણે મારા સાથીઓ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના રોઝહ શરીફ પાસે ગયા.
  - ઈસ્માઈલભાઈ વલણવાલા,
  - મુહમ્મદ બશીરભાઈ અઘાડી,
  - મુહમ્મદ અલીભાઈ મુંબઈવાલા.
- પોલિસવાળાએ માત્ર મને જ રિયાઝુલ જન્નહમાં દાખલ થવાની પરવાનગી આપી.
- ત્યાં હું તિલાવત કરવામાં મશ્ગૂલ થઈ ગયો.

## મધ્ય રાતે રિયાઝુલ્ જન્નહમાંથી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રોઝહ શરીફમાં લઈ ગયા

મેં ચાર રુકૂઅ તિલાવત કર્યા હતા ત્યારે રાતે ૧૧ : ૫૦ કલાકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી પાસે તશરીફ લાવ્યા. હું ઊભો થઈ ગયો.

સલામ બા'દ આપે મને ફરમાવ્યું કે :

"બેટા ! મારી સાથે ચાલો ! "

હું આપની સાથે ચાલવા લાગ્યો.

## રોઝહ શરીફમાં બીજા ચાર બુઝુર્ગો સાથે મુલાકાત થઈ

થોડીવારમાં હું રોઝહ શરીફમાં દાખલ થયો હોઉં એવું મને લાગ્યું. ત્યાં :

- અમીરુલ્ મુઅમિનીન હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહ અન્હુ
- અમીરુલ્ મુઅમિનીન હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુ
- હઝરત ગૌષ પાક રહમતુલ્લાહિ અલયહિ અને
- હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ,

હાજર હતા !

મેં બધાંને સલામ કરી.

બધાંએ મારી સલામનો જવાબ આપ્યો.

બધાંએ મારી સાથે મુસાફહ અને મુઆનકહ કરીને મારા બન્ને ગાલ પર અને પેશાની પર બોસો આપ્યો.

તે પછી મને બેસી જવા માટે ફરમાવ્યું.

હું બેસી ગયો.

**ઉમદહતરીન ખજૂરો અને પાણીથી મહેમાની ફરમાવી**

દસ્તરખ્વાન બીછાવેલું હતું.

એક મોટા થાળમાં ત્રણ જાતની અતિ ઉમદહ ખજૂરો મૂકેલી હતી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું :

"બેટા ! ખજૂર ખાઓ !"

ત્રણે પ્રકારની ખજૂરમાંથી એક–એક લઈને મેં ખાધી.

ત્યાં હાજર તમામ બુઝુર્ગોએ એમાંથી એક–એક ખજૂર ખાધી.

તે પછી દરેક બુઝુર્ગે પોતાના હાથે મારા મોઢામાં એક–એક ખજૂર મૂકી તે મેં ખાધી.

તે પછી પણ ખાવા માટે મને આગ્રહ કર્યો.

મેં કહ્યું કે :

"હઝરત ! ઘણું થઈ ગયું."

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુસ્કુરાયા.

તે પછી એક અતિ ઉમદહ વાસણમાં પાણી આવ્યું.

તેમાંથી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પાંચ ગ્લાસ ભર્યા.

પ્રથમ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક ગ્લાસમાં પાણી પીધું. પછી તે જ ગ્લાસ પાણી ભરીને મને આપ્યો.

પહેલા ગ્લાસનું પાણી મેં પીધું. પછી મને બીજો ગ્લાસ ભરીને આપ્યો. તે પીધા પછી ત્રીજો ગ્લાસ ભરીને આપ્યો.

તે પછી મેં ખાવા બા'દ પઢવાની અને મેઝબાનને ત્યાંઢવાની મસનૂન દુઆ પઢી :

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અત્અમના વ સકાના**
**વજઅલના મિનલ્ મુસ્લિમીન'**

**'અલ્લાહુમ્મ અત્ઈમ્ મન્ અત્અમની વસ્કી મન્ સકાની'**

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી હુ-વ અશ્બઅ્ના વ અરવાના**
**વ અન્-અ-મ અલયના વ અફઝલ'**

બધાં બુઝુર્ગો ઘણાં ખૂશ થઈ ગયા.

**મેં પૂછ્યું :**

**આજની તારીખમાં દુનિયામાં સૌથી મોટા બુઝુર્ગ કોણ ?**

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે :

મેં ધીમેથી ખૂબ જ વિનમ્રતાપૂર્વક અરજ કરી કે :

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
મારે આપને એક વાત પૂછવી છે.

આજની તારીખમાં આખી દુનિયામાં સૌથી મોટી હસ્તી (બુઝુર્ગ) કોણ છે ?

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે :

"એમના સવાલનો જવાબ આપ ફરમાવો !"

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુએ મુસ્કુરાઈને ફરમાવ્યું કે :

"હઝરત ! એમના સવાલનો જવાબ આપ જ ફરમાવો."

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જવાબમાં ફરમાવ્યું કે :

"આજની તારીખમાં આખી દુનિયામાં સૌથી મોટી હસ્તી (બુઝુર્ગ) આપના હઝરત જયપૂરવાલા મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી છે."

‼

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"બેટા ! જેણે આપની ખિદમત કરી અને એ વાતને ગુપ્ત રાખી તેણે મારી ખિદમત કરવા બરાબર છે અને તે અલ્લાહ તઆલા સુધી પહોંચી ગયો."

**દરેક તકલીફો, કામો અને બીમારીઓ માટે ટૂંકો અને આસાન અમલ બતાવ્યો**

તે પછી ફરમાવ્યું કે :

"બેટા ! આપની પાસે લોકો આવશે અને પોતાની તકલીફો, બીમારીઓ, અટકેલા કામો...વગેરે હઝારો પ્રકારના કામો માટે દુઆ કરાવવા માટે આવશે ત્યારે કોઈપણ તકલીફ હોય તેના માટે, દરેકને આ અમલ બતાવશો :

- ફજર અને મગરિબની નમાઝ બા'દ,
- કિબ્લહ રુખ બાવુઝૂ બેસીને,
- પ્રથમ અગિયાર વખત દુરૂદ શરીફ પઢવું.
- તે પછી ૧૦૦ (એકસો) વખત આ દુઆ પઢવી :

**"અન્ની મગ્લૂબુન્ ફન્તસિર"** اَنِّیْ مَغْلُوْبٌ فَانْتَصِرْ

[સૂરએ 'કમર', આયન નં. : ૧૦, પારહ : ૨૭]

- તે પછી અંતમાં અગિયાર વખત દુરૂદ શરીફ પઢવું.
- આ દુઆ પઢતા પઢતા દિલમાં પોતાના જે કામ માટે પઢતા હોય, તેનો ખ્યાલ કરવો.
- આ અમલ પૂરો કર્યા પછી પોતાનું કામ આસાનીથી થઈ જાય તે માટે અલ્લાહ તઆલાથી દુઆ કરવી.
- આ અમલનો ફાયદો હાસિલ કરવા માટે દરરોજની પાંચ ફર્ઝ નમાઝો, બાજમાઅત પાબંદીથી અદા કરવામાં આવશે તો ઈન્શાઅલ્લાહ એ કામ ઘણું જલદી થઈ જશે.

**આ વ્યક્તિઓને અને બુઝુર્ગોને અમારા સૌના સલામ કહેશો**

તે પછી આગળ ફરમાવ્યું કે :

"બેટા !

- અબ્દુલકાદિરભાઈને,
- એમની અહલિયા કમરુન્નિસાને,
- આપની અહલિયા નૂરજહાનને,
- મુહમ્મદ બશીરભાઈ અઘાડીને,
- એમની પત્ની ફેહમીદાબેન અઘાડીને,
- એમના પુત્ર મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમીને,
- અબ્દુલકાદિરભાઈની બેટી અતિયહને,
- અબ્દુલકાદિરભાઈના નવાસા અહમદકબીરને,
- આપની નજીક બીજી હોટલમાં થોભેલા આપના મિત્રો :
  - કાસમભાઈ ટોકરીઆને,
  - તેમની પત્ની સલમા ટોકરીઆને,
  - અફઝલભાઈ મેંઘરીઆને,

- તેમની પત્ની રાબિઅહ મેંધરીઆને તથા

જ્યારે વતન જાઓ ત્યારે રૂબરૂ મળનારા :

- આપના ઘરવાળાઓને,
- આપના ખાનદાનવાળાઓને,
- આપના મિત્રોને,
- આપના ચાહનારાઓને,

તેમજ રૂબરૂ મુલાકાત વખતે :

- હઝરત મૌલાના ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદીને, તેમના ઘરવાળાઓને અને ખાનદાનવાળાઓને તથા
- હઝરત મૌલાના કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદીને, તેમના ઘરવાળાઓને અને ખાનદાનવાળાઓને

અમારા તમામ પાંચ જણાઓના સલામ કહેશો.''

## દુઆ અને તવજ્જુહ ફરમાવી

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે :

- તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ૧૦ મિનિટ સુધી અરબીમાં દુઆ ફરમાવી.
- તે પછી પાંચેય બુઝુર્ગોએ મારા પર પાંચથી સાત મિનિટ તવજ્જુહ ફરમાવી.
- તે પછી દરેકે મારી સાથે મુસાફહ અને મુઆનકહ કર્યો અને મારા બન્ને ગાલો પર અને પેશાની પર બોસો આપ્યો.
- તે પછી પાંચેય બુઝુર્ગોની આંખોમાંથી આંસૂ નીકળ્યા તે મેં ઝીલી લીધા અને મારા મોઢા ઉપર ચોપડી લીધા.
- તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"બેટા ! અમારો સમય પૂરો થયો છે."

### ફરી પાછા રિયાઝુલ્ જન્નહમાં મૂકી ગયા

- તે પછી પાંચેય બુઝુર્ગો મને વિદાય કરવા માટે મારી સાથે બહાર તશરીફ લાવ્યા.
- બહાર પગ મૂકતાં જ હું હવે રિયાઝુલ્ જન્નહમાં હોવાનું મને મેહસૂસ થયું.
- જે જગાએથી મને લઈ ગયા હતા ત્યાં જ મને લઈ જઈને ફરમાવ્યું કે :

"બેટા ! હવે આપ આપની હોટલમાં રૂમ પર જઈને આરામ કરો."

હું સલામ કરીને રિયાઝુલ જન્નહમાંથી બહાર આવ્યો તો ત્યાં :

‼ મુહમ્મદ બશીરભાઈ અઘાડી અને

‼ મૌલાના મુહમ્મદભાઈ અઘાડી

મારી રાહ જોતા હતા.

તે પછી અમે ત્રણે જણા અમારી હોટલ પર અમારા રૂમમાં આવી ગયા.

## [૩૯]

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે રિયાઝુલ્ જન્નહમાં ત્રણ ખાનગી વાતો ફરમાવી

‼ સોમ અને મંગળ વચ્ચેની રાત, ૧૩, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૭, નવેમ્બર, ૨૦૧૨

### હજના કેટલાક સાથીઓ સાથે રાતે રિયાઝુલ્ જન્નહમાં ગયા

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ બયાન કર્યું કે :

- એ રાતે હું મુહમ્મદ અલીભાઈ મુંબઈવાલા અને બીજા સાથીઓ સાથે રોઝહ શરીફ પર ગયો.
- ત્યાં સલાતો સલામ બા'દ રિયાઝુલ્ જન્નહમાં આવ્યો.
- ત્યાં મેં આઠ રકા'ત નમાઝ અદા કરી.
- ત્યાર બા'દ મને તીવ્ર ખૂશ્બૂ આવવા લાગી.
- નમાઝ બા'દ મેં થોડો સમય કુર્આન શરીફની તિલાવત કરી.
- ત્યાર બા'દ બીજાને તક આપવા માટે હું રિયાઝુલ્ જન્નહમાંથી બહાર આવ્યો.

**હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લાવ્યા અને ત્રણ ખાનગી વાતો ફરમાવી**

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ જૂના મિમ્બર ઉપર બિરાજમાન હતા ત્યાંથી મારી પાસે તશરીફ લાવ્યા.
- મારા સાથી મુંબઈવાળા મુહમ્મદ અલીભાઈએ પણ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની એક ઝલક જોઈ પરંતુ તે પછી તેમની આંખ ઉપર પરદો નાંખી દેવામાં આવ્યો.
- આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારી સાથે ત્રણ ખાનગી (રાઝની) વાતો ફરમાવી. એમાંથી એક ખાનગી વાત અમારા હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી દામત્ બરકાતુહુમની જયારે હિન્દુસ્તાનમાં રૂબરૂ મુલાકાત થશે ત્યારે મારે તેમને કહેવાની છે.

**આ વ્યક્તિઓ અને બુઝુર્ગોને અમારા સૌના સલામ કહેશો**

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારા હજના આ પ્રમાણે સાથીઓના તથા બીજાઓના દરેકના નામો લીધા અને

ફરમાવ્યું કે :

"એ દરેકને મારા અને મારા બે સાથીઓ :

હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ અને

હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુના

ઘણા ઘણા સલામ કહેશો."

- અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાને,
- તેમના પત્ની કમરુન્નિસા ફાતીવાલાને,
- તમારા પત્ની નૂરજહાન ફાતીવાલાને,
- મુહમ્મદ બશીરભાઈ અઘાડીને,
- તેમના પત્ની ફેહમીદાબેન અઘાડીને,
- તેમના પુત્ર મૌલાના મુહમ્મદભાઈ અઘાડી, રહીમીને,
- અબ્દુલકાદિરભાઈની બેટી અતિયહ ફાતીવાલાને,
- અબ્દુલકાદિરભાઈના નવાસા અહમદ કબીર ફાતીવાલાને,
- તમારા મિત્ર કાસમભાઈ ટોકરીયાને,
- તેમના પત્ની સલમાબેન ટોકરીયાને,
- તમારા મિત્ર અફઝલભાઈ મેંધરીયાને,
- તેમના પત્ની રાબિઅહબેન મેંધરીયાને,

અને વતન પહોંચીને રૂબરૂ મુલાકાત વેળા આ લોકોને અમારા સલામ કહેશો :

- તમારા ઘરવાળાઓને,
- તમારા ખાનદાનવાળાઓને,
- તમારા મિત્રોને અને ચાહનારાઓને,
- હઝરત મૌલાના મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ નકશબંદી, મુજદ્દિદી (દા.બ.)ને તથા તેમના ઘરવાળાઓ અને ખાનદાનવાળાઓને,

● હઝરત મૌલાના મુહમ્મદ કમરુઝઝમાં સાહબ ઈલાહાબાદી દામત્ બરકાતુહુમને તથા તેમના ઘરવાળાઓને અને ખાનદાનવાળાઓને.

‼

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"બેટા ! સમય ઘણો થઈ ગયો છે. હવે તમે તમારી હોટલમાં તમારા કમરામાં જઈને આરામ કરો. આપની સાથે અહીં આવેલા તમામ સાથીઓને પણ લઈ જાઓ."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ કહ્યું કે :

"તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મારી સાથે મુસાફહ અને મુઆનકહ કર્યો અને મારા બન્ને ગાલો પર અને પેશાની પર બોસો આપ્યો જેના કારણે મારા આખા બદનમાંથી ચારે તરફ ખૂશ્બૂ ફેલાઈ ગઈ. મસ્જિદમાં હાજર લોકો નવાઈ પામીને એ વિષે આપસમાં ચર્ચા કરવા લાગ્યા કે આટલી તીવ્ર ખૂશ્બૂ કયાંથી આવે છે ?

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ત્યાંથી તશરીફ લઈ ગયા. અને હું મારા સાથીઓ સાથે અમારી હોટલ પર આવ્યો."

## [૪૦]

**મદીનહ મુનવ્વરહના એરપોર્ટ ઉપર હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત અબૂબક્ર સિદ્દીક અને હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુમા વિદાય કરવા માટે તશરીફ લાવ્યા**

‼ મંગળવાર, ૧૩, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૭, નવેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ ફાતીવાલા સલ્લમહૂએ કહ્યું કે :

- એ દિવસે સવારે ૧૦ (દસ) કલાકે અમારે મદીનહ મુનવ્વરહના એરપોર્ટથી ફલાઈટમાં મુંબઈ જવા રવાના થવાનું હતું.
- સવારે ફજરની નમાઝ બા'દ અમારી ટૂરવાળા અમને બધાંને બસમાં એરપોર્ટ લઈ ગયા.
- એરપોર્ટ ઉપર તમામ પ્રકારનું ચેકીંગ થઈ ગયા બા'દ, એરપોર્ટની બસમાં, અમને જયાં એર ઊભું હતું ત્યાં લઈ ગયા. એ વખતે સવારના ૯ : ૩૦ વાગ્યા હતા.
- મેં જોયું કે :
  - હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,
  - હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ તઆલા અન્હુ અને
  - હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ તઆલા અન્હુ

  વિમાનની સીડી પાસે તશરીફ રાખે છે.
- મેં તેમને સલામ કરી. ત્રણેએ મારી સલામનો જવાબ આપ્યો.
- તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે :

  "બેટા ! હું અને મારા બન્ને સાથીઓ આપને અને આપના સાથીઓને વિદાય કરવા માટે આવ્યા છીએ."

તે પછી ત્રણે બુઝુર્ગોએ મારી સાથે મુસાફહ અને મુઆનકહ કરીને મારા બન્ને ગાલો પર અને પેશાની પર બોસો આપ્યો.

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે :

"તમે એરમાં બેસી જાઓ !
અમે એર ઉપડયા પછી જઈશું."

હું અને મારા સાથીઓ એરમાં બેસી ગયા.

# હજથી વલસાડ પરત આવ્યા પછીના બનાવો

## [૪૧]

## મુંબઈ એરપોર્ટથી મોડી રાતે વલસાડ પહોંચ્યા ત્યારે ઘરે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ હાજર હતા

‼ મંગળવાર અને બુધવાર વચ્ચેની રાત, સમય રાતે ૧ : ૧૫ કલાક, ૧૪, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૨૮, નવેમ્બર, ૨૦૧૨

**મુંબઈ એરપોર્ટથી વલસાડ તરફ રવાનગી**

- મદીનહ મુનવ્વરહથી સવારે ત્યાંના ૧૦ કલાકે (ભારતના બપોરે ૧૨ : ૩૦) કલાકે એરમાં રવાના થઈને અમે સાંજે પાંચ વાગે ભારતીય સમય પ્રમાણે મુંબઈ એરપોર્ટ પર પહોંચ્યા.
- મુંબઈ એરપોર્ટની અંદર અસર અને મગરિબની નમાઝ અદા કરી.
- લગભગ સાંજે સાત કલાકે એરપોર્ટની બહાર નીકળ્યા.
- વલસાડથી બે ઈનોવા ગાડીઓ અમને લેવા માટે આવી હતી.
- એકમાં આ નાચીઝ સંપાદક અબ્દુલકાદિરભાઈ ફાતીવાલાના પરિવારજનો અને બીજી ગાડીમાં મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના પરિવારજનો વલસાડ આવવા રવાના થયા.
- રસ્તામાં વેસ્ટર્ન હોટલની ઈબાદતગાહમાં ઈશાની નમાઝ અદા કરી અને બન્ને પરિવારોએ એક સાથે બેસી હોટલમાં રાતનું ભોજન કર્યું.

**મોડી રાતે વલસાડ ઘરે પહોંચ્યા ત્યારે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરે હાજર હતા**

તે પછી ત્યાંથી રવાના થઈ લગભગ રાતે ૧ : ૧૫ કલાકે વલસાડ અમારા ઘરે પહોંચ્યા.

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂનું બયાન છે કે :

જયારે અમારી ગાડી વલસાડ અમારા ઘરે પહોંચી તો મેં જોયું કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ અમારા ઘરે તશરીફ લાવેલા છે.

મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સલામ કરી.

સલામનો જવાબ આપી આપે ફરમાવ્યું કે :

"બેટા ! મારા દિલે ગવારા ન કર્યું એટલે આપના અહીં પહોંચવા પહેલાં હું અહીં પહોંચી ગયો છું.

ચાલો, હવે આપણે બધાં અબ્દુલકાદિરભાઈના ઘરે જઈએ અને ત્યાં બધાં સમૂહમાં દુઆ કરીએ. તમે અબ્દુલકાદિરભાઈ પાસે ત્યાં દુઆ કરાવશો."

## મોડી રાતે નાચીઝ સંપાદકના ઘરે ભેગા થઈ સામૂહિક દુઆ કરવામાં આવી

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને હું પોતે અને મારા ઘરે જેઓ હાજર હતા તે બધાં અબ્દુલકાદિરભાઈના ઘરે ગયા અને તેમના આગળના કમરામાં ફરતે બેઠાં.
- અબ્દુલકાદિરભાઈ અને એમના ઘરવાળાઓ અને બીજા ઘણાં લોકો ત્યાં હાજર હતા.
- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સૂચના પ્રમાણે મેં અબ્દુલકાદિરભાઈને દુઆ કરાવવા માટે આગ્રહ કર્યો.
- મજકૂર મજલિસમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની

હાજરીની વાત મારા સિવાય બીજા કોઈને ખબર ન હતી.

- મારા આગ્રહના કારણે અબ્દુલકાદિરભાઈએ દુઆ કરાવી. બધાંએ 'આમીન' કહી.
- હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પણ 'આમીન' ફરમાવતા હતા !

**સંપાદકની અરજ :**

કુર્બાન થાય મારા જાન અને માલ આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના આવા ઉમદહતરીન અખ્લાક પર, આવી હદ દરજાની ફરોતની અને વિનમ્રતા પર, આવા ઉચ્ચ તરીકા અને ઉસ્વહ પર કે :

**– મખ્લૂકમાં આપ સર્વોચ્ચ સ્થાને હોવા છતાં,**

**– 'બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ'**

જેમના માટે કહેવાય છે છતાં,

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પોતાની હાજરીમાં, મારા જેવા પોતાના એક કમતરીન અને અદનાતરીન ઉમ્મતી અને ગુલામ પાસે દુઆ કરાવી અને પોતે તેના પર આમીન કહી ! ! !

અને એટલે જ મારા દાદા પીર હઝરત મૌલાના શાહ મુહમ્મદ હિદાયતઅલી નકશબંદી, મુજદ્દિદી રહમતુલ્લાહિ અલયહિના આ બે શે'ર મને વારંવાર યાદ આવે છે અને મારા લખાણમાં વારંવાર ટાંકું છું :

**[૧] ''યા રબ ! તૂ કરીમી વ રસૂલે તૂ કરીમ !**
**સદ શુક્ર કે હસ્તીમ મિયાને દો કરીમ ! ''**

**[૨] જાન લાખ 'હિદાયત'કો ઈનાયત હો ઈલાહી,**
**કરતા રહૂઁ કુરબાન સગે દરબાને મુહમ્મદ (સ.)**

અલ્લાહ તઆલા મને અને તમામ લોકોને આપ સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમના નકશે કદમ પર ચાલવાની તૌફીક આપે. આમીન !

## વિદાય થતાં પહેલાં દુઆ ફરમાવી

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ જણાવ્યું કે :

દુઆ પૂરી થયા બા'દ થોડો સમય થોભીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઘરની બહાર તશરીફ લઈ ગયા અને ઈશારો કરીને મને બહાર બોલાવ્યો.

તે પછી મને ફરમાવ્યું કે :

"બેટા ! હવે મારો સમય પૂરો થયો !

હવે હું જાઉં છું. ઈન્શાઅલ્લાહ આપણી મુલાકાત વારંવાર થતી રહેશે.

મારી દુઆ છે કે ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલા આપને મારા દર પર વારંવાર લાવશે અને આપના સાથીઓને પણ (મારા દર પર વારંવાર) લાવશે."

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે :

તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંખોમાંથી આંસૂઓ ટપકયા તે મેં હાથમાં ઝીલી લીધા અને મારા મોઢા ઉપર ચોપડી લીધા.

ત્યાર બા'દ સલામ કરીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લઈ ગયા.

# [૪૨]

## સોમવારની મુબારક રાતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના ઘરે તશરીફ લાવ્યા

‼ રવિવાર અને સોમવાર વચ્ચેની રાત, સમય રાતે ૧ : ૩૦ કલાક, ૧૮, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૩, ડિસેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

- મજકૂર રાતે હું મારા ઘરે માળ ઉપર સૂતો હતો ત્યારે રાતે ૧ : ૩૦ કલાકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી પાસે તશરીફ લાવ્યા અને મને જગાડયો.
- મેં આપને સલામ કરી. આપે સલામનો જવાબ આપ્યો.
- મારી સાથે મુસાફહ અને મુઆનકહ કર્યો અને મારા બન્ને ગાલો પર તથા પેશાની પર બોસો આપ્યો.
- આપની આંખોંમાં આવેલા આંસૂ ઝીલીને મેં મારા ચહેરા પર ચોપડી લીધા.
- તે પછી અમે બન્ને માળ ઉપરથી નીચે આવ્યા.
- તે પછી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે : "બેટા ! મને આપની ચાહત અત્યારે અહીં ખેંચી લાવી છે. કાલે આપ ધુમાડીયા જનાર છો. ઈન્શાઅલ્લાહ હું પણ ત્યાં હાજર થઈશ."

તે પછી થોડો સમય બેઠા અને ફરમાવ્યું કે :

"બેટા ! તમે આરામ કરો ! હું જાઉં છું."

તે પછી આપ તશરીફ લઈ ગયા.

# [૪૩]

## શબ્બીરભાઈ ફાતીવાલાના ધુમાડીયાના ગ્રીન હાઉસમાં હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હઝરત ગૌષ પાક રહિમહુલ્લાહુ અને હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી, અજમેરી રહિમહુલ્લાહુ તશરીફ લાવ્યા

‼ સોમવાર, ૧૮, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૩, ડિસેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂનુ બયાન છે કે એ દિવસે સવારે ૧૧ : ૧૫ કલાકે મારા આ ત્રણ સાથીઓ સાથે હું મારા ભાણેજ શબ્બીરભાઈ ફાતીવાલાના ધુમાડીયા ગામમાં આવેલા ગ્રીન હાઉસમાં પહોંચ્યો :

(૧) અબ્દુલકાદિરભાઈ ફાતીવાલા,
(૨) એમના દામાદ મૌલાના મુહમ્મદ યૂનુસ મુનશી ફલાહી અને
(૩) ભાણેજ શબ્બીરભાઈના નાના પુત્ર અકીલ અહમદ ફાતીવાલા

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ આગળ જણાવ્યું કે :

ફાર્મના મુખ્ય દરવાજામાંથી અંદર પ્રવેશતા જ મને ખાસ ખૂશ્બૂ મેહસૂસ થઈ.

મેં જોયું કે ગ્રીન હાઉસના સામેના છેડે :

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,
(૨) હઝરત ગૌષ પાક શૈખ અબ્દુલકાદિર જીલાની રહિમહુલ્લાહુ અને
(૩) હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી, અજમેરી રહિમહુલ્લાહુ

તશરીફ ફરમાવેલ છે !

દૂરથી જ ઈશારાથી મેં તેમને સલામ કરી.

ત્રણે બુઝુર્ગોએ દૂરથી જ ઈશારાથી મારી સલામનો જવાબ આપ્યો.

ગ્રીન હાઉસમાં જલબેરી ફૂલનો પ્રથમ પાક તૈયાર હતો.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમાંથી એક ફૂલ તોડયું.

આ તરફ મેં પણ કેટલાક ફૂલ તોડયા.

તે પછી બધાંના આગ્રહથી મેં દુઆ કરાવી.

ત્રણે બુઝુર્ગોએ પણ તેઓ જયાં તશરીફ ફરમાવેલ હતા ત્યાં દુઆ કરી.

તે પછી બધાં ત્યાંથી રવાના થયા.

## [૪૪]

## શબ્બીરભાઈના ધુમાડીયાના ગ્રીન હાઉસમાં ત્રણે બુઝુર્ગો બીજી વખત તશરીફ લાવ્યા

‼ જુમ્અહ, ૨૨, મુહર્રમ, ૧૪૩૪ મુતાબિક ૭, ડિસેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ બયાન કર્યું કે :

- એ દિવસે હું પોતે અને :
  - ભાણેજ શબ્બીરભાઈના પુત્ર અકીલ અહમદ ફાતીવાલા,
  - મારા પિત્રાઈભાઈ મુહમ્મદ વસીમના પુત્ર જઅફર ફાતીવાલા અને
  - મારો પુત્ર આમિર ફાતીવાલા

બપોરે લગભગ ૩ : ૪૫ કલાકે ધુમાડિયા ગામે ભાણેજ શબ્બીર અહમદ ફાતીવાલાના ગ્રીન હાઉસ પર પહોંચ્યા.

- ફાર્મના મુખ્ય દરવાજામાંથી અંદર દાખલ થતાં જ મેં ખૂબ જ તીવ્ર મખ્સૂસ ખૂશ્બૂ મેહસૂસ કરી.
- મેં ફાર્મમાં સામેની તરફ ત્રણ બુઝુર્ગોને તશરીફ ફરમાવેલા જોયા :

(૧) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ,
(૨) હઝરત ગૌષ પાક શૈખ અબ્દુલકાદિર જીલાની રહિમહુલ્લાહ,
(૩) હઝરત ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી રહમતુલ્લાહિ અલયહિ.

- મેં ઈશારાથી સલામ કરી.
- તેમણે પણ મને ઈશારાથી જવાબ આપ્યો.
- પછી ત્રણે બુઝુર્ગો અમારી પાસે તશરીફ લાવ્યા.
- ત્રણે બુઝુર્ગોએ દુઆ ફરમાવી.
- તે પછી ત્રણે બુઝુર્ગો સલામ કરીને તશરીફ લઈ ગયા.

## [૪૫]

## હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના ઘરે રાતે તશરીફ લાવ્યા

!! જુમ્અહ અને શનિવાર વચ્ચેની રાત, સમય : રાતે ૧ : ૩૦
૧, સફર, ૧૪૩૪ મુતાબિક ૧૫, ડિસેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ બયાન કર્યું કે :

- મજકૂર રાતે હું મારા ઘરે માળ ઉપર સૂતો હતો ત્યારે રાતે ૧ : ૩૦ કલાકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી પાસે તશરીફ લાવ્યા અને મને જગાડયો.

● જાગીને મેં આપને સલામ કરી.
આપે તેનો જવાબ આપ્યો.

● તે પછી અમે બન્ને માળ ઉપરથી નીચે ઉતર્યા.

● નીચે થોડો સમય વાતચીત કરીને પછી સલામ કરીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લઈ ગયા.

# [૪૬]

## નિયમ પ્રમાણે સોમવારની રાતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના ઘરે તશરીફ લાવ્યા

‼ રવિવાર અને સોમવાર વચ્ચેની રાત, સમય : રાતે ૧ : ૩૦
૩, સફર, ૧૪૩૪ મુતાબિક ૧૭, ડિસેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ જણાવ્યું કે :

● સામાન્ય રીતે દરેક સોમવારની રાતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારા ગરીબખાનહ પર તશરીફ લાવે છે, જે આપનો ઘણો મોટો એહસાન અને કરમ છે. જેનો શુક્ર અદા કરી શકું એમ નથી.

● સોમવારની મજકૂર રાતે હું મારા ઘરે માળ ઉપર સૂતો હતો ત્યારે રાતે ૧ : ૩૦ કલાકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી પાસે તશરીફ લાવ્યા અને મને જગાડયો.

● જાગીને મેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સલામ કરી. આપે તેનો જવાબ આપ્યો.

● તે પછી અમે બન્ને માળ ઉપરથી નીચે આવ્યા અને ઘરની બહાર નીકળીને ચાલતાં ચાલતાં, વાતો કરતાં કરતાં મોટા ઘાંચીવાડના ચાર

રસ્તા આગળ પહોંચ્યા.

- ત્યાં મર્હૂમ ગુલામ બશીરભાઈ કદમના પુત્રો નવું મકાન બનાવે છે એટલે ત્યાં થોભીને થોડો સમય દુઆ ફરમાવી.
- તે પછી સલામ કરી આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તશરીફ લઈ ગયા.

## [૪૭]

## નિયમ પ્રમાણે સોમવારની રાતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂના ઘરે તશરીફ લાવ્યા

‼ રવિવાર અને સોમવાર વચ્ચેની રાત, સમય રાતે ૧ : ૩૦ કલાક ૧૦, સફર, ૧૪૩૪ મુતાબિક ૨૪, ડિસેમ્બર, ૨૦૧૨

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

- સોમવારની રાત્રે ૧ : ૩૦ કલાકે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નિયમ પ્રમાણે મારા ઘરે તશરીફ લાવ્યા.
- તે સમયે હું માળ ઉપર ઊંઘમાં હતો. આપે મને અંગૂઠો હલાવીને જગાડયો.
- જાગીને મેં સલામ કરી. આપે તેનો જવાબ આપ્યો.

### ખૈરિયતના સમાચાર પૂછયા અને દુઆ ફરમાવી

- તે પછી અમે બન્ને માળ ઉપરથી નીચે આવીને બેઠા અને મારા ઘરના તથા (ફાતીવાલા) ખાનદાનના ખૈરિયતના સમાચારો મને પૂછયા.
- આશરે ૧૫ થી ૨૦ મિનિટ વાતચીત કરવા બા'દ આપે ૧૦ મિનિટ અરબીમાં દુઆ ફરમાવી.

### ફાતીવાલા ખાનદાનના પાંચ ઘરોની મુલાકાત લીધી

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

તે પછી હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે મને ફરમાવ્યું કે :

"બેટા ! ચાલો ! મારે ફાતીવાલા ખાનદાનના કેટલાક ઘરોની મુલાકાત લેવી છે."

તે પછી આપે આ પાંચ ઘરોની મુલાકાત લીધી. પ્રથમ ઘરમાં ૧૦ મિનિટ અને બાકીના ઘરોમાં પાંચ મિનિટ રોકાયા.

[૧] અબ્દુલકાદિરભાઈ ફાતીવાલા
[૨] શબ્બીરભાઈ ફાતીવાલા
[૩] ગુલામનબીભાઈ ફાતીવાલા
[૪] અતિયહ ફાતીવાલા (અબ્દુલકાદિરભાઈની મોટી દીકરી)
[૫] મુહમ્મદ વસીમ ફાતીવાલા

### બે બુઝુર્ગોને સલામ

મુહતરમ શૌકત હુસૈનભાઈ સલ્લમહૂએ કહ્યું કે :

ફાતીવાલા ખાનદાનના ઘરોની મુલાકાત બા'દ અમે વાતો કરતાં મોટા ઘાંચીવાડના ચાર રસ્તા સુધી પહોંચ્યા. ત્યાંથી રાત્રે આશરે ૨ : ૧૫ કલાકે તશરીફ લઈ જતાં પહેલાં આ બે બુઝુર્ગોને, એમના ઘરવાળાઓને અને ખાનદાનવાળાઓને સલામ અર્ઝ કરવા ફરમાવ્યું.

[૧] હઝરત મૌલાના શાહ મુહમ્મદ ફઝલુર્રહીમ સાહબ જયપૂરી, નકશબંદી, મુજદ્દિદી દામત્ બરકાતુહુમ
[૨] હઝરત મૌલાના શાહ મુહમ્મદ કમરુઝ્ઝમાં સાહબ ઈલાહાબાદી દામત્ બરકાતુહુમ

